# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી બાલજ્ઞાનમાળા" રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ "હજરત મોહમ્મદ પેગમ્બર સાહેબ (સ. લ.)" એ નામનું પુસ્તક શ્રી. રસૂલભાઇ ન. વહોરા એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને ઉક્ત માળામાં ૧૯૧મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાન્તર શાખા,<br>પ્રાચ્ય વિદ્યામંદિર,<br>વડોદરા.<br>તા. ૧૫-૨-૧૯૪૮ | ચો. જ. ત્રિપાઠી<br>ભાષાન્તર મદદનીશ | જ્યો. મા. મહેતા<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

ઇસ્લામ ના કદી શીખવે, કે વેર રાખો અંતરે;
મુસ્લિમ છતાં, હિન્દી અમે, ને હિન્દ જનની વંદિયે.

× × × ×

અને એ પાક ધરતીની, અમોને મોહિની લાગી;
ફિદા એ મોહિનીમાં થઇ, થયા બિસ્મિલ ન પરવા કંઈ.

× × × ×

# અનુક્રમણિકા

★

# ૧

## જન્મ

> " ઉગ્યો ભાનુ જગનાં
> કૂડ કપટ અજ્ઞાન હણવા. "

'**અ**લ્લાહી દેગા !' એવી ધૂન જગાવતો એક ફકીર ભીખ માગવા આવ્યો. એને આમ ભીખ માગતો જોઇ એક મહાપુરુષને દયા આવી. એમણે ભિખારીને પાસે બોલાવી પૂછ્યું: " ભાઇ ! ભીખ કેમ માગે છે ? "

" મારી પાસે કંઇ નથી. " ભિખારીએ જવાબ દીધો.

" અરે ! તારી પાસે તો પુષ્કળ છે. જરા જો તો ખરો ! ખુદાએ તને કેવું સરસ મજબૂત શરીર આપ્યું છે ? આ શરીર વડે તો તું ધારે તે કરી શકે એમ છે. "

" મારાથી શું કરાય ? "

" ઘણું બધું. "

" હાલ, તારી પાસે બીજું શું છે ? "

" એક ચટાઇ અને બદનો ( લોટો )."

" જા, એ લઇ આવ. "

ફકીર બંને ચીજો લઇ આવ્યો. બદનો અને ચટાઇ જોઇ પેલા મહાપુરુષે એક દુકાન દેખાડી દીધી ને કહ્યું: " આને વેચી દે. "

ફકીરે બંને ચીજો વેચી દીધી. પછી તેના ઉપજેલા પૈસામાંથી પેલા મહાપુરુષે એક કુહાડી આણી આપીને કહ્યું: " બેટા ! જા, જઇને જંગલમાંથી લાકડાં કાપી લાવ, અને તે વેચી પેટનું પોષણ કર. "

એક દહાડો, બે દહાડા એમ રોજ રોજ લાકડાના ભારા કાપી લાવી પેલો ભિખારી-ફકીર-જાત મહેનત કરતાં શીખી ગયો. આખરે એ ઉદ્યમ વડે સુખ સાહ્યબી ભોગવવા લાગ્યો.

" ઉદ્યમીઓ ધૂળમાંથી સોનું શોધી જાય છે " એ શિખામણ શીખવનાર મહાપુરુષ તે ઇસ્લામ ધર્મના સ્થાપક હજરત મોહમ્મદ સાહેબ (સ અ. વ.) પેગંબર સાહેબ પોતે.

એમનો જન્મ ઇ. સ. ૫૭૧ એપ્રિલની તા. ૨૦ ને સોમવારે મક્કા શહેરમાં થયો હતો. મુ. તા. ૯ રબીઉલ અવ્વલ.

બાપનું નામ અબ્દુલ્લા અને માનું નામ (હ.) આમિના બીબી, કુટુંબ કુરેશ.

કુટુંબ–કબીલાની ઇજ્જત ભારે હતી, મક્કામાં ‘ કુરેશ ’ કુટુંબ સરમુખત્યાર હતું. મક્કાના નાના રાજ્યના માલિક–હાકેમ જે કહો તે એ હતા. ‘ કાબા ’ ઉપર એમની દેખરેખ રહેતી. મોહમ્મદ સાહેબના પરદાદા હાશિમ–જેમના નામ પરથી મોહંમ્મદ (સ. હ.) સાહેબના ખાનદાનને લોકો ‘ બની હાશિમ ’ કહેતા.

હાશિમની પછી તેમના ભાઇ મુત્તલિબ, અને તે પછી અબ્દુલ મુત્તલિબ ગાદી ઉપર બેઠા. અબ્દુલ મુત્તલિબને ઘણા છોકરા હતા, તેમાંના નાના દીકરા અબ્દુલ્લા પચીસ વર્ષની ભર જુવાનીમાં પરણ્યા પછી, બે જ વર્ષે મરણ પામ્યા.

બાપ અબ્દુલ્લાના મરણ પછી બાળક મોહમ્મદ (સ. હ.) સાહેબનો જન્મ થયેલો.



## ૨

## દેશની દશા

"દેવાળું આવ્યું' નીતિ જ્ઞાન કેરૂં
ઉદ્ધારવા ખૂદ આપ આવ્યા."

અરબસ્તાનની રાજધાની મક્કા. આ દેશ ૧૫૦૦ માઇલના પહોળા પટ્ટામાં પથરાએલો છે. પણ, વસતિ હિંદુસ્તાનના ૨૫ મા ભાગ જેટલી ય નથી. 'અરબી રણ' આવેલું હોવાથી રેતીના ડુંગર નજરે પડે છે. ખજૂર બહુ થાય છે, ઊંટ, ઘોડા અને ગધેડાં એ ત્યાંનાં ખાસ પ્રાણીઓ છે. અરબી ઘોડા દુનિયામાં પ્રખ્યાત ગણાય છે.

છઠ્ઠા સૈકા સુધી આરબો પોતપોતાના કુટુંબના અલગ અલગ વાડા બનાવીને રહેતા. દરેક કુટુંબનો એક એક સરદાર રહેતો. આ સરદારને 'શેખ' કહેતા.'

'શેખ' કુટુંબનો સરનશીન ગુરુ-પીર ગણાતો. કુટુંબ-કબીલા એકબીજાની મોટાઇ-માન મરતબો દેખાડવા ઘણીવાર માંહોમાંહે લડી ઝગડી પડતા.

બૈરાં છોકરાં અને મરદોને પકડી ગુલામ બનાવી દેતા. આ ગુલામોની દશા ઘણી ખૂરી બની જતી.

આ સમયના અરબો પડતીને પાયે બેસી ગયા હતા. બીજાને 'જમાઇ' કહેવાની એમને શરમ આવતી, જેથી તેઓ છોકરીનો જન્મ થતાં જ તેને ભોંયમાં દાટી દેતા. સુવાવડી બૈરીની પથારી પાસે ખાડો તૈયાર રાખવામાં આવતો. છોકરો પેદા થાય તો ખાડો પૂરી દેવાતો, અને છોકરી જન્મે તો જન્મેલી છોકરીને ખાડાની રેતીમાં પૂરી દેવામાં આવતી. છતાં ભોગજોગે કોઇ જીવી જાય તો, તેને ચાર પાંચ વર્ષની થયા પછી બાપ સારાં સારાં લૂગડાં પહેરાવી જંગલમાં લઇ જઇ એકાદ ટેકરેથી ધક્કો મારતો. છોકરી ખાડામાં પડયા પછી તેના ઉપર માટી વાળી દેવામાં આવતી. આ દેખાવ જોનારનું કાળજું કંપી જતું. છતાં પણ, આબરૂ ખાતર-રિવાજ ખાતર માબાપ દયાહીણાં બની જતાં.

કેટલાક આરબો ખેતીવાડી કરતા, વેપાર કરતા, ઊંટ, બકરાં, ને ઘોડા ચરાવતા; ત્યારે કેટલાક લૂંટફાટ કરી બીજાનો માલ હજમ કરવાનું જ શીખ્યા હતા.

વર્ષમાં ચાર મહિના હત્યા, લૂંટ, ચોરી, ખૂન બધું જ

બંધ રહેતું. આ મહિનાઓમાં લોકો ' કાબા ' જાત્રા કરવા જતા. દોસ્ત દુશ્મન સૌ ભેગા મળતા.

દરેક કબીલાના દેવ જુદા જુદા હતા કોઇના દેવ પથ્થરના, તો કોઇના તાંબાપિત્તળના, તો કોઇના લોટના. કોઇ દેવનો આકાર પુરુષનો તો કોઇનો સ્ત્રીનો, કે કોઇના દેવ એકાદ જનાવર જેવા હતા. ટૂંકામાં ૩૬૦ દિવસના દરરોજના એક એક જુદા જુદા દેવ હતા—મૂર્તિઓ પણ જુદી જુદી હતી.

મોહમ્મદ સાહેબના (સ. વ.) જન્મ પહેલાં ૭૦ વર્ષ અગાઉ અરબસ્તાનનો મોટો ભાગ પરદેશી ખ્રિસ્તીઓના તાબામાં હતો. એ લોકો પોતાના ધર્મનાં બણગાં ફૂંકતા હતા.

એકંદરે આરબો નીતિ—ન્યાય ભૂલી ધર્મના પડદા પાછળ લડી મરતા. ભાઇ ભાઇનાં ખૂન કરતાં પણ, પાછા પડતા નહિ. આવી અધર્મ દશાએ એઓ પહોંચ્યા હતા.



# ૩

## પ્રામાણિક વહેપારી

" કુદરત કળા ! ને સૂકી ધરાએ
અવનવું કઇ શીખવ્યું. "

**મા** અમીના ઘણાં બિમાર રહેતાં. વારંવારની માંદગીથી ધાવણ પણ આવતું નહોતું. દિકરાને પોતાનું ધાવણ ધાવવાનું પાંચ સાત જ દિવસ મળ્યું. દૂધ જ ન આવે. બાળક ભૂખ્યે પેટે ટટળ્યાં કરે.

એક દિવસે અબ્દુલ મુત્તલિબના બીજા દિકરા અબુ-લહબની દાસીએ મોહંમ્મદને છાતીએ વળગાડયા. ધાવણ ધાવવા ઇચ્છતા પુત્રે શાંતિથી કિલકિલાટ કરતાં કરતાં પેટ ભરીને ધાવણ ધાવ્યું.

તે પછી હલીમા નામની ધાવે એમને ઉછેર્યા ને મોટા

કર્યો. પાંચેક વર્ષની ઉમ્મરે એણી બીબીઆમેનાને પુત્ર પાછો સોંપવા આવી. તેઓ એકાદ વરસ મા પાસે રહ્યા, માનું મરણ થયું. સારા માનવંતા કુટુંબમાં મોટા થવા છતાં એમને માબાપનું સુખ મળ્યું નહિ.

નિરાધાર બાળકની દેખરેખ રાખવાનું ને પાલન પોષણ કરવાનું કામ દાદા અબ્દુલ મુત્તલિબને માથે આવી પડયું. દશ વરસ સુધી દાદાનાં બકરાં ચારી પહાડો, ખીણો અને જંગલોનો અનુભવ મેળવ્યો.

આ ઉમ્મરમાં બીજાં બાળકો રમે કૂદે કે ટોળ ટપ્પા કરે, જ્યારે મોહંમ્મદ સાહેબ (સ. હ.) એકાંતમાં સ્થિર ઊભા રહી કુદરતને જુએ. એમને આમ વિચારમાં ડૂબેલા જોઇ મિત્રો પૂછેઃ "મોહમ્મદ ! શું જોયા કરે છે? ચાલને રમીએ ?" એ જવાબ દેતાઃ "ભાઈ ! માણસે પોતાની જિંદગી રમવા કૂદવામાં ગુમાવવાની નથી. દુનિયામાં હજારો કામના ઢગ ખડકાયા છે."

બાર વરસની ઉમ્મરે પહેલ વહેલા કાકાની સાથે વહેપારી કાફલામાં સીરિયા ગયા. રસ્તામાં કેટલાક યાહૂદીઓ મળ્યા. સીરિયા એ વખતે રોમના ખ્રિસ્તી રાજાઓના તાબામાં હતું. આ રાજાઓની જોહુકમી ભારે હતી. મહંમદ સાહેબે (સ. હ.) એ બધું નજરો નજર નિહાળ્યું.

સીરિયાનો પ્રદેશ ફળદ્રુપ હતો. એમાં ભાત ભાતના મેવા પાકતા. અહીં દૂર દૂર દેશથી વિદ્યાર્થીઓ ભણવા

આવતા વહેપાર રોજગાર પણ ધમધોકાર ચાલતો. ખ્રિસ્તી ધર્મની જાહોજલાલીના વાવટા અહીં ફરકતા. બૌદ્ધ ધર્મના સાધુઓ પણ અડ્ડા જમાવી બેઠેલા હતા. છતાં ખ્રિસ્તી ધર્મનું ઝાઝું જોર હતું. પાદરીઓ મન ફાવ્યા હુકમો ચલાવતા. ખ્રિસ્તી ધર્મ વિરુદ્ધ આચરણ કરનારની બૂરી દશા થતી. બિચારાંને ધન ધાન ને ધરા ઉપરાંત પ્રાણનો પણ ભોગ આપવો પડતો.

બાઇબલમાં પૃથ્વીનો આકાર ચપટો લખેલો હતો. એક શોધકે માથાનું દહીં કરી નક્કી કર્યું કે; "પૃથ્વી ગોળ છે" એને બિચારાને મોતની શિક્ષા મળી, અને જે જે પુસ્તકોમાં "ગોળ છે" એમ લખેલું તે તમામની હોળી કરી દેવામાં આવી.

અરે! દવા દારૂ પણ કરવાની મનાઇ ફરમાવવામાં આવેલી. ગમે તેવા રોગની એક જ દવા હતી; અને તે પાદરીઓનાં તાવીજ—આશીશનાં વાકયો.

આથી ઉપરેક થઇ વર્તનારને માથે દુઃખના દાવાનળ તૂટી પડતા. છઠ્ઠા સૈકામાં અરબસ્તાનની આ હાલત હતી.

મોહંમદ સાહેબનાં (સ. લ.) શરૂઆતનાં પચીસ વર્ષ કાકા સાથે વહેપાર રોજગારમાં અને અનુભવ મેળવવામાં પસાર થઇ ગયાં.

વહેપારમાં સચ્ચાઇ અને પ્રામાણિકપણું દાખવવાનું કામ ઘણું અઘરૂં છે. ઘરાક માલ લેતી વખતે કહે છે કેઃ

"ધર્મ માથે રાખીને બોલો–ફલાણી ચીજનું શું બેઠું ? તમે શું લેશો ? " વહેપારી આવે વખતે જો ખરેખર સાચો જ ભાવતાલ કહી દે, તો ઘરાક એટલાં નાણાં આપતાં ખચકાય છે, કે વખતે બીજી દુકાનનો માર્ગ પકડે છે, અને જૂઠા વેપારીને હાથે માલમાં ને કિંમતમાં છેતરાઇ ગોથાં ખાય છે. જ્યારે સાચો વહેપારી ઘરાકની વાટ જોતો ધંધા માટે તલસે છે.

દેશ આખો અસત્ય, પાપાચાર અને ઊંધે માર્ગે વહ્યે જતો હતો. આ સંજોગોમાં મોહમ્મદ સાહેબે (સ. લ.) પ્રામાણિકપણાની છાપ જમાવી દીધી. મોહમ્મદ એટલે સત્ય, અને સત્ય ત્યાં મોહમ્મદ સાહેબ–એમ સૌ કોઇ માનવા લાગ્યા લાખોપતિ વહેપારીઓએ એમને પોતાના મારફતિયા બનાવીને વહેપાર કરવા મોકલેલા.



૪

## ઇમાનદારીનો બદલો

"સાચાઇથી શાંતિ સુખ ને-
બીજું બધું આવીને મળે છે."

પચ્ચીસ વર્ષની જુવાનીમાં તો એ નામના કમાઇ ગયા. દેશમાં એમને બધા "અલ-અમીન" કહેતા.-અર્થાત "ઇમાનદાર"નો ખિતાબ મળી ગયો.

આ અરસામાં (હ.) ખદીજા નામે એક વિધવા બાઇને વહેપાર રોજગારમાં મદદ થઇ પડે એવા ઇમાનદાર-વિશ્વાસુ માણસની જરૂર પડી. એને કાને મોહમ્મદ (સ. વ.)નું નામ આવી ગયું હતું. એટલે એ કાકા અબુતાલિબ પાસે ગઇ અને વિનવણી કરી કે તમારા ભત્રીજાને મારા આડતિયા તરીકે ન રોકો.?

મોહંમ્મદનું (સ. લ) ધ્યાન વહેપાર તરફથી ઓસરતું

જતું હતું. અરબસ્તાનની સૂકી રેતી ! ઝાડપાન વગરનો વેરાન મુલક ! ને દૂર દૂર જણાતાં ગરીબ આરબોનાં ઝૂંપડાં ! અને એની પેલે પાર ખુદાઇ વિચારો ! આ બધું જોઇ એ વિચારમાં ડૂબી જતા. એમને થતું મારૂં કામ વહેપાર કરવાનું નથી પણ બીજું જ છે. પણ, બીજું શું છે એ એમને સમજાતું નહોતું.

એક વખત એ આમ વિચાર કરતા બેઠેલા હતા. એવામાં કાકાએ કહ્યું; " બેટા ! ખદીજાએ કહેવડાવ્યું છે કે તું એના વતી વહેપાર ખેડવા જા. "

થોડીવાર તો એ કંઇ જ બોલ્યા નહિ. પણ, પછી કાકાની શિફારસથી (હ.) ખદીજા બીબીના આડતિયા તરીકે બસરા, અલેપ્પો દમાસ્કસ વગેરે શહેરોમાં વહેપાર કરી આવ્યા.

જ્યારે એ વહેપાર કરીને પાછા ફર્યા, અને પોતાના પ્રવાસની વાત કહેવા લાગ્યા ત્યારે ખદીજા તો મુગ્ધ બની ગઇ. એમની પ્રામાણિકપણાની - ચોખવટની-ઇમાનદારીની વાતો સાંભળીને વાહ વાહ પોકારવા લાગી.

ખદીજાબીબી લાખોની મિલકતની માલિક હતાં. સ્વતંત્ર હતાં. પડયો બોલ ઝીલી લે તેવાં નોકર ચાકરોવાળાં હતાં.

એ મોહમ્મદ સાહેબના (સ. લ ) ગુણ અને રૂપ પર ફિદા થઇ ગયાં. લાંબા વાળ, મોટું કપાળ, લાંબું પણ પાતળું મોં, કાળી ભમરાળી મોટી આંખો, સુશોભિત નાક, અને મજબૂત બાંધો જોઇને એમને પરણવાની ઇચ્છા થઇ આવી.

ખદીજાબીબીની ઉમ્મર ચાળીસ વરસની હતી. મોહંમ્મદ સાહેબ અઠ્ઠાવીસ વરસના હતા. છતાં એ ધનાઢ્ય શેઠાણી ખદીજાબીબીએ લગ્નનું કહેણ લઇને પોતાની દાસી નફ્સાને મોકલી.

નફ્સાએ જ્યારે ખદીજાબીબીના દિલની વાત જાહેર કરી ત્યારે મોહમ્મદ સાહેબ (સ. લ.) તો અજાયબીમાં પડી ગયા. કયાં લખેશરીની બેટી અને કયાં હું એક ગરીબ ઘરનો અદનો માણસ ! એ મારી સાથે શા માટે શાદી-લગ્ન કરવા તૈયાર થાય ?

પણ, જ્યારે નફ્સાએ એમને પૂછેલા સવાલોના બરાબર જવાબ આપ્યા ત્યારે મોહંમ્મદ સાહેબે (સ. લ.) એમનું કહેણ કબૂલ કર્યું.

બન્ને પરણી ચૂકયાં, ખાનદાન ખદીજાબીબીએ પોતાના ખાનદાનને શોભે એવું સારું પવિત્ર અને પ્રેમભર્યું વર્તન રાખી પોતાનો સંસાર ચલાવ્યો. એમને પેટે છ છોકરાં થયાં. બે દિકરા અને ચાર દિકરીઓ. દિકરા કાસિમ અને અબ્દુલ્લા. આ બંને નાનપણમાં જ મૃત્યુ પામ્યા હતા. ચાર દિકરીઓ— જીન્નત, રૂકૈયા, ઉમ્મ્ કુલસુમ અને ફાતિમા.



## ૫

## સાચી સમયસૂચકતા

" દાખવી ચતુરાઇ એણે
સંપ બળ સર્જાવિયું. "

મક્કા શરીફમાં એ જમાનામાં માંહોમાંહેના ટંટા-ફસાદનો નિકાલ કુરેશ કુટુંબનો સરદાર હોય તે કરી લેતો. પરંતુ પરદેશથી-બહારથી જાત્રા માટે આવનાર જનારના જાનમાલના જોખમનો કંઇ બંદોબસ્ત નહોતો.

કેટલાક મક્કાવાસીઓ યાત્રાળુઓને લૂંટી લેતા. બૈરાં છોકરાંને હેરાન કરતા. એમના દુઃખની ફરિયાદ સાંભળનાર કોઇ જ નહોતું. ચારેક જુવાનોએ એ કામ માથે લીધું હતુ ખરૂં. આ ચાર નવયુવાનોનાં નામ-ફજલ, ફજાલ, મુફજ્જલ, અને ફુજૈલ હતાં. આ જુવાનિયાઓએ ઉપાડેલું કામ

પાછળથી કોઈએ સંભાળ્યું નહોતું. મોહમ્મદ સાહેબનું (સ. લ.) ધ્યાન એ તરફ ગયું. એમણે લોકોને ભેગા કર્યા ને એક મંડળ સ્થાપ્યું.

આ મંડળનું નામ પેલા બહાદુર જુવાનોના નામ ઉપરથી "હિલ ફુલ ફુજૂલ" પાડયું હતું. એના દરેક સભાસદને પ્રતિજ્ઞા લેવી પડતી હતી કે: "હુ દરેક પરદેશીનું રક્ષણ કરીશ અને તેના ઉપર કોઈનો જુલ્મ થવા દઈશ નહિ." આ મંડળ સાઠેક વર્ષ સુધી ચાલ્યું હતું.

આરબો માણસોને ગુલામ તરીકે વેચતા. (હ.) ખદીજા-બીબીના કોઇ સગા વહાલાએ જૈદ નામે એક છોકરાને ગુલામ તરીકે વેચાતો આણી ખદીજાબીબીને ભેટ ધર્યો.

મોહમ્મદ સાહેબ (સ. લ.) સ્વતંત્રને ચાહનારા હતા. એક માણસ પૈસાને જોરે બીજાને ગુલામ તરીકે ખરીદે–એની પાસે ગુલામી કરાવે એ એમને ગમતું નહોતું. એમણે તરત જ જૈદને છૂટો કર્યો. જૈદનો બાપ હારીસ પુત્રને લેવા આવ્યો. પણ જૈદ તો મોહમ્મદ સાહેબના (સ. લ.) ગુણો ઉપર મુગ્ધ થઇ ગયો હતો. એણે પિતા સાથે જવાની ચોખ્ખી ના પાડી દીધી.

આ વખતે મોહમ્મદ સાહેબની (સ. લ.) ઉંમર ૩૦ વર્ષની હતી.

કુસ્તુનતુનિયા–ચીનાઇ રાજ્યના રાજાએ ઉસમાન નામના

નામધારી ખ્રિસ્તીને અરબસ્તાનમાં, ખ્રિસ્તી રાજ્યની હકુમત નીચે આવી સ્વતંત્ર થવાની આઝાદીની વાતો કરવા મોકલ્યો.

ઉસમાને ખ્રિસ્તી રાજ્યનાં પેટ ભરીને વખાણ કર્યાં, કારણ પૈસા કમાવા એ જ એનો હેતુ હતો, સ્વતંત્ર આરબો પોતાનો કારભાર પોતે જ ચલાવતા હતા. મોહમ્મદ (સ. લ.) સાહેબ એમના આગેવાન હતા. ધીમે ધીમે ઉસમાનનું તર્કટ બહાર પડયું. લોકોએ અલઅમીન-મોહમ્મદ સાહેબના કહેવા પ્રમાણે કરવા માંડયું.

એક વખત અચાનક પહાડોમાંથી પાણી ધસી આવ્યું અને કાબાનું મંદિર તૂટી પડયું. આ મંદિરને દુરસ્ત કરીને તેમાંનો "સંગે અસવદ" નામે પવિત્ર પથ્થર તેની, મૂળ જગાએ ચોંટાડવાનો હતો. એ પથ્થર માટે એમ કહેવાતું હતું કે જ્યારે આ પૃથ્વી ઉપર બાવા આદમ-જગતના મૂળ પુરુષ પેદા થયા ત્યારે એમની સાથે આ પથ્થર પણ પૃથ્વી પર આવ્યો હતો. એથી એ પવિત્ર મનાતો. એને ચૂમવામાં અત્યંત પુણ્ય મનાતું.

આ પથ્થર દોઢ ફીટ લાંબો, આઠ ઇંચ. પહોળો ને ઈંડાના આકારનો છે. કાબાને નૈઋત્ય ખૂણે જમીનથી પાંચ છ ફીટ ઊંચે ચોંટાડેલો છે.

કુરેશ કુટુંબના ચાર મોટા મોટા ભાગ પડી ગયા હતા. ચારે ય કુટુંબના લોકો કહેતા કેઃ એ પથ્થરને કાબામાં-એને મૂળ ઠેકાણે મૂકવાનો અધિકાર અમારો છે. દરેક પોતાનો

હક્ક ખરો કરવા મથતા. આ મથામણુમાંથી પાકો ઝગડો ઊભો થઇ ગયો. એક જ કુળ કબીલાના ભાઇએ ભાઇ માંહો-માંહે લડવા ઊભા થઇ ગયા.

આખરે એ ઝગડાની પતાવટનું કામ અલઅમીન મોહમ્મદ સાહેબને (સ. લ.) માથે પડયું. દરેકનું મન રાજી રહે અને ન્યાય જળવાય એવું કામ કરવાનું હતું. ભાઇઓ ભાઇનું કામ હતું. હવે કરવું શું ? અહીં એમણે પોતાની ચતુરાઇ દેખાડી દીધી.

એમણે " સંગે અસવદ " પાસે જઇ પોતાની ચાદર પાથરી દીધી. પછી દરેક કુટુંબના મુખીને એ ચાદરના છેડા પકડવાનું ફરમાવ્યું. પોતે આસ્તેથી પથ્થરને ઉઠાવીને ચાદરમાં મૂકી દીધો. પછી બધાંએ મળીને પથ્થરને એની મૂળ જગાએ આણ્યો. મોહમ્મદ સાહેબે (સ. લ.) એને એની મૂળ જગાએ ગોઠવી દીધો.

એમની આ ચાલાકી જોઇ સૌ વાહવાહ પોકારવા લાગ્યાં. કોઇ પણ જાતની બોલાચાલી–લડાઇ થયા વગર કામ પાર પડી ગયું. કેવી સુંદર સમય સૂચકતા !



## ૬

## વહી–દૈવીવાણી

" મથી મથી મથન કરતાં—
સાર આખરે સાંપડે છે."

દુનિયામાં આબરૂ ઇજ્જત વધી. માન મરતબો મળ્યો. પણ, મોહંમ્મદ સાહેબનું (સ. લ.) મન અનેક વિચારોથી બળ્યા કરતું હતું. એમને થતું કે આ દુનિયા ચલાવનાર કોઇ ।શક્તિ-બળ હોવું તો જોઇએ.

સામાન્ય ઘરનો કારભાર કરનાર વડીલ, ગામનો કારભાર કરનાર મુખી, કે દેશનો કારભાર કરનાર રાજા હોય છે, તો આટલી મોટી દુનિયા; એનો કારભારી કોઇક હોવો તો જોઇએ જ, એ કોણ હશે ? એની શોધમાં એમણે ઊંડા ઊતરવા માંડયું.

મક્કા શરીફની ઉત્તરમાં ' હીરા ' નામે પહાડ હતો. એની મોટી મોટી ગુફાઓ હતી. એ ગુફાઓમાં મોહમ્મદ સાહેબે (સ. લ.) ખુદાની શોધ માટે અડ્ડો જમાવ્યો. રોજા-અપવાસ ખેંચી ખેંચીને રડી રડીને આશીર્વાદ માટે પોકારો કર્યા–દુઆઓ માગી. કહ્યુ: " ખુદા ! માર્ગ બતાવ ! "

વરસોના ચિંતન પછી એમને જ્ઞાન થયું કે: " ખુદા એક છે. એ જ આપણા સૌનો માલિક છે. બધા માણસો ભાઇ ભાઇ છે. ખુદા વગર બીજા કોઇને દેવ દેવી તરીકે માનવાં એ પાપ છે, દરેકે નઠારાં કામને ધિક્કારવાં અને સારાં કામમાં ભાગ લેવો. " ખોદશે તે પડશે; અને વાઢશે તે વહેશે. " સારાનું ફળ સારૂં આવશે અને નઠારાનું ફળ નઠારૂં.

બધા ધર્મોનો સાર હાથ આવી ગયો. દુનિયાના દુઃખોનું ઓસડ–જડીબુટ્ટી જડી આવી. પણ હજી મનને સંતોષ થયો નહિ. એ તો રડી રડીને કરગરી કરગરીને કહેવા લાગ્યા: " ઓ દયાળુ મને માર્ગ બતાવ ! "

જિંદગીનાં ચાળીસ વર્ષ ખતમ થઇ ગયાં. રમજાન માસની અપવાસના દિવસોની એક પવિત્ર રાત્રે હીરાપહાડની ગુફામાંથી અવાજ આવતો સંભળાયો, " જા, ઊઠ ! તારા રબ્બ (ખુદા)નો સંદેશો દુનિયાને પહોંચાડ, " છતાં એમને સંતોષ થયો નહિ ફરી ફરમાન થયું. " જાહેરકર " મોહમ્મદ સાહેબ (સ. લ.) ચમકયા. ત્રીજીવાર અવાજ આવ્યો " જાહેરકર. "

મોહમ્મદ સાહેબે ( સ. લ. ) ગભરાઇને પૂછયું : " શું

જાહેર કરૂં ? " જવાબ મળ્યો " ખુદાને નામે જાહેર કર. જેણે જગતને બનાવ્યું છે. જેણે પ્રેમથી પ્રેમનું પૂતળું (માણસ) પેદા કર્યું છે, જાહેર કર કે તારો ખુદા દયાળુ છે. એણે માણસોને પોતાની દિવ્ય કલમને જોરે જ્ઞાન આપ્યું. અને ઘણી ઘણી વાતો બતાવી દીધી જેને એ જાણતો નહોતો. "

દુનિયાના ઋષિ મુનિઓ, મહાત્માઓ અને પીર પયગમ્બરોને જેવી આકાશવાણી-દૈવીવાણી મળે છે એવી એમને પણ મળી ગઇ. એમાં જરાય શક નથી. હિંદુઓના વેદ, યહૂદીઓનુ તોરત, ખ્રિસ્તીઓનું બાઇબલ કે જેમને લાખો લોકો માને છે. એ બધાં ઇશ્વરી પુસ્તકો લેખાય છે. અને એ જેમને તેમને ગેબીવાણીથી મળેલાં મનાય છે.

એવી વહી-દૈવીવાણી મોહમ્મદ સાહેબને (સ. લ.) થઇ એ દોડતા ઘેર આવ્યા. પંચાવન વર્ષનાં ખતીજાબીબી આંગણામાં ઉભાં હતાં. ગભરાતા ગભરાતા દોડતા દોડતા મોહમ્મદ સાહેબને (સ. લ.) આવતા જોઇ એ તો એમના ભણી ભાળી રહ્યાં.

મોહમ્મદ સાહેબે (સ. લ.) કહ્યું : " ખદીજા ! જો તો ખરી મને કંઇક થઇ ગયું છે. હું ગાંડો તો નથી થઇ ગયોને ? "

હજરત ખદીજાએ જવાબ દીધો : "ઓ કાસિમના બાપા! બ્હીશો નહિ. તમે ઘણી ખુશીની ખબર લાવ્યા છો, આજથી હું તમને આપણી કોમના પયગમ્બર માનીશ, ખુશી થાવ ખુદા તમને કદિપણ શરમીંદા નહિ કરે. શું તમે હંમેશાં

તમારાં સગાંવ્હાલાં ઉપર હેત નથી રાખતા ? પાડોશી ગરીબ અને મહેમાનો માટે તમે નથી મરી ફીટતા ? વચન પાલન કરનારના અને સચ્ચાઇ દાખવનારના સાથી નથી ? ”

ખદીજાનો એક સગો વરકા નામે હતો. યહૂદી અને ખ્રિસ્તી ધર્મના પુસ્તકોનો ઉંડો અભ્યાસી હતો. એણે કહ્યું : ગભરાવા જેવું કંઇ નથી ધર્મનાં પુસ્તકોમાં આવી રીતે તો ફિરસ્તા–દેવનો સંદેશો લાવનારની ઘણી વાતો આવે છે. હિંમત રાખો તમારૂં કામ આગળ વધાર્યે જાઓ. ”

વરકાની વાતથી મોહમ્મદ સાહેબમાં (સ. લ.) અજબ ચેતન આવ્યું, છતાં છ મહિના સુધી મેલી ઘેલી ચાદર ઓઢીને એ ચેનીમાં પડ્યા રહ્યા. એક દિવસ ફરી અવાજ આવ્યો.

“ ઓ ચાદરના ઓઢનારા !
ઊઠ ! અને લોકોને ઉઠાડ
તારા ખુદાનાં વખાણ કર
અને મેલથી મુક્ત થા
તારાં કપડાં ધોઇ સાફ કર.
બીજાની સેવા કરવા જતાં, કોઇ પર ઉપકાર ચઢાવીશ મા.
તારા ખુદા વાસ્તે શાંતિથી કામ લે (કર)



## ૭

## લાલચોનો સામનો

> " મુશિબત માર્ગ કાંટાળો.
> છતાં એણે જ ડગ દીધાં. "

જગતને સંદેશો પહોંચાડવાનું કામ મોહમ્મદ સાહેબને માથે આવ્યું. આખી જિંદગી સુધી એ કામમાં ને કામમાં જ મચ્યા રહ્યા. દુનિયાદારીની વાતો છોડી, મક્કા શરીફના લોકોને સંદેશો કહેવા લાગ્યાઃ

" દેવી, દેવતા, અને મૂર્તિ પૂજા છોડી દો. એક ઇશ્વર–ખુદાની બંદગી કરો. આપણે સૌ ભાઇ ભાઇ છીએ–કોઇ ઊંચું નીચું નથી. જુગાર, દારૂ, ચોરી, લંપટપણું અને નાની છોકરીઓને મારી નાખવાનાં નીચ કામો છોડી દો.

ત્રણ વરસ સુધી રાત દહાડો તનતોડ મહેનત કરી,

મક્કાની દેવ દેવીઓની મૂર્તિઓની પૂજા કરવાની ના પાડી દીધી. એટલે બિલાલનો શેઠ ખૂબ ગુસ્સે થઇ ગયો. એને અરબસ્તાનના રણની ઊની ધગધગતી રેતી ઉપર સૂવાડી છાતી ઉપર ભારે પથ્થર મૂકી દીધો. જેથી એ ઊઠી શકે નહિ.

માલિક વારંવાર કહેતો, તું મોહમ્મદનો સાથ છોડી દે. નહિ તો વગર મોતે માર્યો જઇશ. સત્ય ધર્મને પારખનાર બિલાલ એકનો બે ન થયો. શેઠે મારી મારીને એને અધમૂઓ કરી નાખ્યો.

આ વાતની ખબર અબુબક્રને થઇ. એમણે પૈસા આપીને બિલાલને ગુલામીમાંથી છોડાવ્યો, ને આઝાદ કર્યો, યાસીર અને એની બીબીને બરછીઓ ઘોચી ઘોચીને મારી નાખવામાં આવ્યાં.

શરૂઆતમાં ઇસ્લામ ધર્મ સ્વીકારનાર શહીદોને માથે દુઃખના ડુંગર ખડકાયા હતા. જુલ્મ નિર્દયતાનો પાર નહોતો.

ઇ. સ. ૬૧૫ માં મોહમ્મદ સાહેબને ( સ. લ. ) ઉપદેશ શરૂ કર્યાને પાંચ વર્ષ પૂરાં થઇ ચૂક્યાં હતાં. છતાં, કુરેશ લોકોના દુશ્મન દાવા કમી થયા નહોતા. દેવતામાં ઘી પડતાં જેમ ભડકો થાય છે, તેમ દહાડે દહાડે ઇસ્લામનું બળ વધતું જોઇ દુશ્મનો સતેજ બનતા ગયા.

કુરેશીઓએ નજ્જાસી પાસે કિંમતી ભેટ સોગાદો મોકલી ત્યાં નવા મુસલમાનોને મક્કા પાછા મોકલી દેવા લલચાવ્યો.

રાજાએ મક્કાથી આવેલા પેલા ઇસ્લામીઓને બોલાવ્યા ને મોહમ્મદી ધર્મ વિષે પૂછ્યું. અલીનો મોટો ભાઇ જફર ત્યાં હાજર હતો એણે જવાબ દીધો : " અમે જંગલી હતા. મૂર્તિઓ પૂજતા. મરેલાં પ્રાણીઓનું માંસ ખાતા, નઠારી બોલી બોલતાં, કાયદાનું ઠેકાણું નહોતું મારે એની તરવાર હતી. આવી હાલતમાં ખુદાએ એનો એક બંદો મોકલીને અમને જગાડયા.

ખુદા એક છે ને મોહમ્મદ તેનો સંદેશો લાવનાર છે. એ વાત અમે માની લીધી તેથી કુરેશીઓ ગુસ્સે ભરાઇ ગયા, અને કાળો કેર વર્તાવવા લાગ્યા. અમને વિશ્વાસ છે કે તમે અમારૂં રક્ષણ કરશો. "

નજ્જાશીએ કુરેશીઓની તમામ ભેટ સોગાદો પાછી મોકલી આપી. આથી તો કુરેશીઓ વધુ ઉશ્કેરાઇ ગયા. કુરેશીઓનો મુખી મોહમ્મદ સાહેબ પાસે ગયો અને તહોમત મકીને કહેવા લાગ્યો : " તમે દેશમાં દુશ્મનાવટ ઉભી કરી છે. ઘેર ઘેર કુસંપ વાવ્યો છે બાપદાદાના ધર્મને નઠારો કહ્યો છે. જો તમારે અમારો વિરોધ કરીને પૈસાદાર બની જવું હોય તો, અમે બધા ઉઘરાણું કરીને પૈસા ભેગા કરી તમને માલદાર બનાવી દઇએ, અમારા સરકાર બનાવી દઇએ, ફક્ત તમે આ તમારા નવા ધર્મનું ધતીંગ છોડી દો. "

મોહમ્મદ સાહેબ (સ. લ.) તો આ સાંભળીને હસવા લાગ્યા. એ બોલ્યા : " ખુદા એક છે, અને તે મારો ને તમારો જુદો નથી. એના તરફ મોં કરી એની માફી માગો એ લોકોને ધિક્કાર છે કે જેઓ ગરીબદીન દુઃખીઓને દાન આપતાં નથી. ખુદાને નામે ધતીંગને પોષે છે, મોત પછી કરણીનાં ફળ ભોગવવાનાં છે, એમાં વિશ્વાસ રાખતાં નથી."

લોકોએ કહ્યું : " તમે કંઇક જાદુ કરી બતાવો જેથી લોકો તમારી વાત સમજી જાય " મોહમ્મદ સાહેબે (સ. લ.) જવાબ દીધો : " ભલા ! એ શું બોલ્યા ? અલ્લાહનાં વખાણ કરો. હું તો તમારા જેવો ખુદાનો મોકલેલો આદમી છું. મારા પહેલાં પણ પરવર દિગારે જે જે રસૂલ મોકલ્યા હતા તે બધાજ તમારી મારી પેઠે ખાતા પીતા હતા ને શેરીઓમાં રઝળતા હતા.



## ૮

## વેરઝેરનો વારસો

" આભ તૂટે અવની તૂટે તૂટે મેઘ મલ્હાર
એક ન તૂટે: વીર વચન વ્યવહાર. "

ઉમર નામે એક કુરેશી જુવાન હતો. શરીરે લઠ્ઠ અને દેખાવે ડરામણો હતો. કુરેશીઓએ એને ઉશ્કેર્યો. મોહમ્મદ સાહેબનું ( સ. લ. ) ખૂન કરવા ચઢાવ્યો. ઉમર ઘેરથી તરવાર બાંધીને બનીઠની બહાર નીકળ્યો. કોઇએ પૂછ્યું: " અલ્યા ! ક્યાં જાય છે ? "

" મોહમ્મદને ખતમ કરવા. "

" બીજાને ખતમ કરવા જતાં પહેલાં તારાંને ખતમ કરને ? તારી બહેન ફાતિમા અને તારો બનેવી સઇઅદ તો

કયારનાંય એ નવા ધર્મમાં દાખલ થઇ ચૂક્યાં છે. બીજાની તાપણીએ શાનો તાપવા જાય છે.”

“શું કહે છે તું ?”

“જઇને ખાત્રી કરી જો.”

ઉમર રાતો પીળો થઇ ગયો. દોડતો પહોંચ્યો બહેનને ઘેર, બહેન બનેવી કુરાને શરીફ પઢતાં હતાં. અચાનક ઉમરને આવેલો જોઈ એમણે ધર્મગ્રંથ-કુરાને શરીફ સંતાડી દીધું.

કુરેશોએ નવા ધર્મનો નાશ કરવા ઉમરને સો ઊંટ અને ત્રીસ શેર સોનું આપવાનું કબૂલ્યું હતું. એથી એ ધર્મસ્થાપક મોહમ્મદનુ ( સ. લ. ) ખૂન કરવા નીકળ્યો હતો, તેમાં વચ્ચેથી આ નવી વાત ફૂટી નીકળી.

ઉમરે બહેનનો હાથ પકડી ધક્કો મારી કુરાને શરીફ ઝૂંટવી લેવા જોર કર્યું, પણ ફાતિમાએ એ છોડયું નહિ. ઉમરે લાત ઠોકી. બહેનના મોંમાંથી લોહીની ધારા વછૂટી. ઘડીભર બેભાન બની ગઇ. રડતાં કકળતાં બહેને ભાઇને કુરાને શરીફમાંથી કેટલીક હકીકત વાંચી બતાવી. એ સાંભળતાં સાંભળતાં ઉમરની સાન ઠેકાણે આવી ગઇ. એ બોલ્યોઃ “વાહ ! આવો નેક-પવિત્ર ધર્મ છે ? હું આજથી એ ધર્મ કબૂલ કરૂં છું.”

મોહમ્મદ સાહેબના ( સ લ. ) હાસિમ કુટુંબ અને ઉમૈયા કુટુંબ વચ્ચે લાંબા વખતથી વેરઝેર ચાલ્યા કરતાં હતાં.

કુરેશોએ હાસિમ કુટુંબના બીજા લોકોને લાલચ આપી કે, જો તેઓ મોહમ્મદ સાહેબનો ( સ. લ. ) સાથ છોડી દેશે તો તેમને અઢળક પૈસો આપવામાં આવશે. હાસિમ કુટુંબે ચોખ્ખી ના પાડી દીધી. આથી બીજા બધા કુરેશોએ હાસિમવંશ પર વેર લેવાનું નક્કી કર્યું. અને પ્રતિજ્ઞા કરી કેઃ " જ્યાં સુધી હાસિમવંશવાળા મોહમ્મદ સાહેબને ( સ. લ. ) અમારા પોતાના હાથમાં ન સોંપે ત્યાં સુધી એ વંશ સાથે વિવાહવાજન કે વ્યાપાર રોજગારનો કોઇ પણ પ્રકારનો વ્યવહાર ન રાખવો. આ પ્રતિજ્ઞાને ચામડાના ટુકડા ઉપર કોતરાવી કાબાના મંદિરને દરવાજે લટકાવી. ઇ. સ. ૬૧૮

કેટલેક વર્ષ સુધી આ બહિષ્કાર ચાલુ રહ્યો.

હરહંમેશના રિવાજ મુજબ કાબામંદિરનો વાર્ષિક ઉત્સવ આવ્યો. આ પ્રસંગે દરેક આરબ માંહોમાંહેના ઝગડા ભૂલી જતો. ગમે તેવા દુશ્મનને પણ ઝૂકીને સલામ ભરતો. યાત્રાના મહિનામાં મારકાપ-વાઢ-બૂમ બધું જ બંધ રાખવું પડતું.

મોહમ્મદ સાહેબને ( સ. લ. ) આ અવસર મળી જતો, ત્યારે એ નવા ઇસ્લામ ધર્મના સિદ્ધાંતો લોકોને સમજાવતા. ધીમે ધીમે લોકો ઇસ્લામને સમજતા થવા લાગ્યા. વિરોધીઓને પોતાની ભૂલો સમજાવા લાગી.

આ અરસામાં કાકા અબુતાલિબ અને હજરત ખદીજાબીબી બન્ને આ ફાની દુનિયા છોડી જન્નતિ દુનિયામાં ચાલ્યાં ગયાં–મૃત્યુ પામ્યાં.

કાકાના મરણથી કુરેશ સરદારો અબુસુફિયાએ અને અબુજહલે વધારે જોર જુલમ કરવા માંડ્યો. પેગમ્બર સાહેબ જ્યાં જ્યાં ઉપદેશ દેવા જતા, ત્યાં ત્યાં એ પહોંચી જતા, અને લોકોને ઉશ્કેરી મૂકતા. એક વખત એક નાલાયકે વિષ્ટા અને પેશાબની ગંદી બદબો ફેંકી. માથું અને શરીર નાપાકીથી–બદબોથી ખરડાઇ ગયાં. એ ધોતાં ધોતાં એમનાં દિકરી રડી પડ્યાં. એમને રડતાં જોઈ પોતે બોલ્યા: "બેટા ! રડીશ નહિ. અલ્લાહ તારા બાપને મદદ કરશે."

એક વખત મક્કાથી ૬૦ માઇલ દૂર આવેલા તાયફ નામે શહેરમાં એ ઉપદેશ કરવા ગયા. સાથે જૈદ પણ હતો. તાયફમાં દેવી લાતનું બહુ મોટું મંદિર હતું. લોકો ધામધૂમથી પૂજા કરતા.

હજરતે પેગમ્બર સાહેબે લોકોને કહ્યું: "મૂર્તિપૂજા છોડી દો, નિરાકાર ખુદાની બંદગી કરો." લોકોને એ ન ગમ્યું. ઢોંગ ધતીંગને વિલાસમાં રચ્યા પચ્યા વિરોધીઓએ ગાળો બકવા માંડી. ચિચિયારીઓ પાડવા માંડી, એટલું કરીને પણ એ અટક્યા નહિ. એમણે તો પથ્થરો મારીને બંનેને ભગાડ્યા. માથું કુટયું, પગ લોહી લોહાણ થઇ ગયા દોડતા એક ઝાડના થડ આગળ બેસી ગયા ને ખુદાની બંદગી કરી:

"ઓ મારા દયાળુ ! હું તદ્દન અશક્તિમાન છું, તારી આગળ સાવ નાનો છું, તું તો દયાસાગર છે, નિર્બળને બળ

આપવા વાળો છે, તું જ મારો માલિક છે, હું હવે કોને આશરે જાઉં ? ”

હવે જવું ક્યાં ? ચોગમ દુશ્મનો વીંટાઇ વળ્યા હતા. મક્કા પાછાં ફરી શકાય એમ નહોતું. થોડો વખત જંગલમાં રહ્યા. ત્યારબાદ એક ઓળખીતાનું ઘર શોધી ગુપ્ત રીતે મક્કામાં રહ્યા. જ્યારે જાત્રાનો પહેલો મહિનો આવ્યો, ત્યારે ખુદાનો સંદેશો લોકોને સંભળાવવા લાગ્યા.

એઓ એક વખતે અકબહની પહાડીમાં લોકોને ઉપદેશ દઇ રહ્યા હતાં, એવામાં યસરબ--મદીના શરીફના યાત્રાળુઓનું ધ્યાન એ તરફ ગયું. પયગમ્બર સાહેબના ઉપદેશની ભારે અસર થઇ, એમણે ઇસ્લામ ધર્મ સ્વીકારી પોતાના ગામમાં જઈ બીજા લોકોને એમની વાત સમજાવવા માંડી.

બીજે વરસે મદીનાના લોકોનાં ટોળાં ઉપદેશ સાંભળવા પાછાં દોડી આવ્યાં, અને એમણે એક કબૂલત લખી દીધી:

“ અમે એક ખુદાને માનીશું, એના નામ સાથે બીજાં કોઇ દેવ દેવીનાં નામ જોડીશું નહિ. ચોરી કે અપલક્ષણ કરીશું નહિ. છોકરીઓને મારી નાખીશું નહિ. જાણી જોઇને કોઇના ઉપર તહોમત મૂકીશું નહિ. સુખ દુઃખમાં પેગમ્બર સાહેબને પૂરો સાથ આપીશું. ”

આને “ અકબહનો પહેલો વાયદો ” કહે છે.

મદીનાવાસીઓએ હજરતને કહ્યું: એકાદ માણસને

અમારી સાથે મોકલો. ઘણા ભાઇઓને ધર્મની ઘણી વાતો સાંભળવી છે. એ ઉપરથી 'મુસઅબ' નામે એક સાથીને એમની સાથે મોકલ્યો.

મુસઅબ કાબેલ અને ઇસ્લામને બરાબર સમજવાવાળો હતો. એણે મદીનાવાસીઓને પોતાની મીઠી વાણી વડે જીતી લીધા. લોકો ઇસ્લામનાં મૂળતત્ત્વો જાણી ગયા. ધીમે ધીમે ધર્મનો ફેલાવો વધી પડયો.

બીજે વરસે લોકોએ હજરતને મદીના શરીફ પધારવાને વિંનતી કરી જણાવ્યું:

" અમે ( મદીનામાં ) પેગમ્બર સાહેબ અને એમના સાથીઓનું માન-મરતબો જાળવી અમારાં બાલબચ્ચાંની પેઠે એમનું પાલન-પોષણ કરીશું. "

આ સોગંદ નામાને 'બીજો વાયદો' કહે છે. મક્કાના કુરેશોને આ વાતની ખબર પડી ગઈ, એ તો ભડકી ઉઠ્યા. હવે શું કરવું ? જો નવા ઇસ્લામ ધર્મનું જોર વધી જશે તો આપણું સાંભળશે કોણ ? આપણું ભરણ-પોષણ શા વડે કરીશું ?

એમણે દરેક કબીલામાંથી આગેવાનોને નોતર્યાં, અને શો ઉપાય કરવો ? એ સવાલ પૂછયો. છેવટે ઠરાવ્યું કે દરેક કબીલાનેઃ-કુટુંબનો એક એક જણ એકઠો થઇ રાત્રે મોહમ્મદ સહેબના (સ લ.) મકાનમાં ધૂસી જાય; અને સવારે જ્યારે

એ બહાર નીકળવા જાય ત્યારે લાગ સાધો ખંજર ભોંકી ઠાર કરે–મારી નાખે.

બારણાની તરાડમાંથી એમણે મોહમ્મદ સાહેબને (સ. લ.) પથારીમાં આળોળતા જોયા. થોડી વારે લોકોનો પગરવ જણાતાં એ પથારીમાંથી ઊઠયા, અને પોતાની જગાએ અલીને સૂવાડી દઇ તેમને પોતાની લીલી ચાદર ઓઢાડી દીધી. પછી બીજે રસ્તે થઇને ઘર બહાર નીકળી ગયા.



## ૯

## હિજરત – હિજરી

" હિજરીરૂપી સનંચાલતો હિજરતીના માનમાં
કુરબાની કેરી કીર્તિને સંભારતો એ જ્ઞાનમાં. "

સવારે કુરેશોએ જાણ્યું કે મોહમ્મદ સાહેબ (સ. લ.) ઘરમાં નથી. ક્યાંક ઊપડી ગયા છે, ત્યારે એ ભોંઠા પડી ગયા.

શિકાર હાથમાંથી છટકી ગયો. કુરેશો હાથ પછાડવા લાગ્યા. ક્રોધે રાતાપીળા બની એમણે દાંડી પીટાવીઃ " જે મોહમ્મદ સાહેબને (સ. લ.) જીવતા કે મરેલા પકડીને રજૂ કરશે તેને સો ઊંટ ઈનામ તરીકે આપવામાં આવશે. "

ઘોડેસવારો અને બીજા લોકો એમની શોધ માટે

જ્યાં ત્યાં દોડી મર્યા. પણ એમનો પત્તો મેળવવાનું કામ સહેલું નહોતું.

પથારીમાંથી ઊઠ્યા પછી હ. અબુબક્રને બોલાવી બન્ને જણ રાતોરાત ત્રણ ચાર માઇલ ચાલી નીકળ્યા. મજાની ગુફા નજરે પડી. ગુફા એવી ઘનઘોર હતી કે ભાગ્યે જ ખબર પડે કે આમાં કોઇ છુપાયું હશે !

ત્રણેક રાત ગુફામાં રહ્યા પછી તેઓ ઊંટ મેળવી મદીના શરીફ પહોંચ્યા. રસ્તામાં દુશ્મનોને હાથે પકડાતાં પકડાતાં માંડમાંડ બચી ગયા. ઇ. સ. ૬૨૨ સપ્ટેમ્બર તા ૨૦ ને સોમવાર મુ. તા. રબીઉલ અવ્વલ તા. ૮ મી.

મદીના વાસીઓ ખૂબ આનંદમાં આવી ગયા. એમણે ઠેર ઠેર જલસા કરી આનંદ જાહેર કર્યો. પોતાના શહેરનું નામ 'યસરબ' હતું તે બદલીને મદીનતુન્નબી–નબીનગર પાડ્યું. પાછળથી 'મદીના' નામ પડ્યું.

ઇસ્લામના ઇતિહાસમાં આને 'હિજરત' કહે છે, અને ત્યારથી જ હિજરીસનની શરૂઆત થયેલી ગણાય છે. હિજરતનો અર્થ ધર્મ ખાતર ઘરબાર છોડીને બીજે ચાલ્યા જવું એવો થાય છે.

હજરતના મદીના શરીફ પહોંચ્યા પહેલાં દોઢસોએક જણે નવીન ધર્મ ધારણ કર્યો હતો; એ મુસલમાનો મદીનામાં પહોંચી ગયા હતા. આ હિજરતીઓમાં સુહૈબ નામે એક ગ્રીક હતો. પ્રથમ એ ગુલામ તરીકે વેચાયેલો. પાછળથી

એના શેઠે એને આઝાદ કરી દીધો. સ્વતંત્રતા મળતાં સુહેબે મક્કામાં વહેપાર શરૂ કર્યો, ખૂબ સારી કમાણી કરી, એણે ઇસ્લામ-ધર્મ સ્વીકાર્યો. સારા સારા માલદારોમાં એની ગણતરી થતી હતી. એક વખત એને મદીના શરીફમાં જવાનું મન થયું. કુરેશોએ એનાં તમામ ઘરબાર, રાચરચીલું ધનમાલ બધુ જ છોડીને જવું હોય તો જવાને રજા આપી. સુહેબ હાથે પગે મક્કા શરીફ બહાર નીકળી ગયો, ને મદીના પહોંચ્યો.

આવાં આવાં તો અનેક કુટુંબો હિજરત કરીને અહીં આવી વસેલા.

તેર વર્ષના ગાળામાં ૧૦૧ જણ એબિસિનિયા ગયાં હતાં અને બીજાં કેટલાંક ઘરબાર છોડી, વાડી વજીફા તોડી, ધનધામને તજી મદીના આવી વસ્યાં હતાં.

થોડાં જ વફાદાર સાથીઓનો સાથ મેળવી ધમકિયો, બેઇજ્જતી અને મુસીબતોનાં દુઃખોને પાર કરી મોહમ્મદ સાહેબે ( સ. લ. ) પોતાનું કામ આગળને આગળ ધપાવ્યે રાખ્યું. એમનુ વ્રત હતું કેઃ

" ડગલું ભર્યું કે ના હઠવું;
ના હઠવું. "



# ૧૦

## મદીનામાં રાજા તરીકે

"સેવક વણું સુકાન પકડી–
આદર્શ સેવક એ બન્યા"

હવે ઇસ્લામ ધર્મનો વાવટો જોર શોરથી ફરકવા લાગ્યો–ઇસ્લામને માનનારાઓની સંખ્યામાં વધારો થવા લાગ્યો. આમાં બે જાતના લોકો હતા. એક મદીના શહેરના મૂળ રહેવાસીઓ, કે જેઓ પેગમ્બર સાહેબને તેડી લાવ્યા હતા. આ લોકોને 'અન્સાર' એટલે 'મદદગાર' કહેતા અને બીજા જેઓ મક્કા છોડી મદીના ગયા હતા. એમને 'મોહાજિર' અર્થાત હિજરત કરનારા કહેવામાં આવતા.

હિજરતીઓ પોતાનાં ઘરબાર માલમિલકત છોડીને મદીના દોડી ગયા હતા. એમને અહીં રહેવા માટે ઘરબાર નહોતાં; કે બીજી કોઇ જાતની વ્યવસ્થા નહોતી.

ચતુર પેગમ્બર સાહેબે ડહાપણ વાપરીને સુંદર રસ્તો શોધી કાઢયો. એમણે મદદગારોને કહ્યું કે: " તમે હિજરતી-ઓમાંથી એક એક બબ્બેને તમારી ભેગાં તમારા ભાઇઓ તરીકે રાખી લો. " આ પ્રમાણે થવાથી બધામાં એકતા અને ભાઇભાઇ વચ્ચેનો પ્રેમ મજબૂત થયો, એકના દુઃખે બીજાને દરદ થવા લાગ્યું.

આવા દુઃખ સુખના ભાગીદારોમાંથી કોઇ મરણ પામતો; તો તેની તમામ મિલકત મદદગારોને મળતી, પાછળથી જરૂર ન પડવાથી એ રિવાજ બંધ થયો.

મદીનાનાં બે મોટાં કુટુંબો બની અને બની ખજ્રજ વચ્ચે લગભગ ૧૨૦ વરસથી ખટરાગ ચાલુ હતો. બન્ને એક મેકના દુશ્મન બની ગયા હતા. મારે એની તરવાર હતી. લાગ મળતાં એ-મેકનું ખૂન કરી નાખતાં પાછા પડતા નહિ. કોઇ સુખ શાંતિથી રહી શકતું નહોતું.

પરંતુ, જેમણે હજરતનો નવીન ધર્મ સ્વીકાર્યો હતો, તેઓ એક મેક વચ્ચેની દુશ્મન દિલી ભૂલી ગયાં હતાં. એકમેક સાથે ખભેખભો મિલાવી પ્રેમથી વસવાટ કરતાં હતાં.

પ્રામાણિક ન્યાયી બીજા કોઇ નહોતા. સરકાર દરબાર જે કહો તે સૌ હજરત પોતે હતા.

એમના ન્યાયથી લોકો ખુશ રહેતા. ઇસ્લામીઓને ઉપદેશ દેવા, ન્યાયનાં કામ કરવા અને મુસાફરોને અવારનવાર રહેવા કરવા માટે તેમ નમાજ પઢવા માટે થોડી અલગ જગાની જરુર જણાઇ બે ભાઇઓએ પોતાની જમીન મફત આપવા જણાવ્યું પણ હજરતે એ મફત ન લેતાં અબુબકર પાસે તેની કિંમત અપાવી દીધી એ જમીન ઉપર ખજૂરીનાં પાંદડાથી છાયેલી, ઇંટો માટીથી ચણેલી પહેલ વહેલી મસ્જિદ ઊભી થઇ.

એના એક ભાગમાં પરદેશીઓને ઉતરવાનું મુસાફર ખાનું રાખ્યું હતું. દીવા માટે તેલનું ઠેકાણું ન હતું ખજૂરીનાં પાંદડાં ચેતાવી એને અજવાળે લોકો બેસતાં ને ઉપદેશ સાંભળતાં.

થોડા દહાડામાં મોહમ્મદ સાહેબ ( સ. લ. ) મદીનામાં બાદશાહ–રાજા તરીકે સ્વીકારાઇ ગયા. અરબસ્તાનનાં બીજા શહેરોમાં લોકો તરફથી ચૂંટણી કરીને મુખી – આગેવાન ચૂંટી કાઢતાં.

મુખી શહેરનો કારભાર કરતો. લોકોની દાદ ફરિયાદ સાંભળતો ને ન્યાય આપતો મદીનાના લોકોએ પોતાના સરનશીન–બાદશાહ તરીકે મોહમ્મદ સાહેબને (સ. લ.) ચૂંટી કાઢયા આ વખતે એમણે લોકોને કહ્યું:

“ અલ્લાહના નામ ઉપર ” જે સૌ પર દયા કરનારો

ચતુર પેગમ્બર સાહેબે ડહાપણ વાપરીને સુંદર રસ્તો શોધી કાઢયો. એમણે મદદગારોને કહ્યું કે: " તમે હિજરતીઓમાંથી એક એક બબ્બેને તમારી ભેગાં તમારા ભાઇઓ તરીકે રાખી લો. " આ પ્રમાણે થવાથી બધામાં એકતા અને ભાઇભાઇ વચ્ચેનો પ્રેમ મજબૂત થયો, એકના દુઃખે બીજાને દરદ થવા લાગ્યું.

આવા દુઃખ સુખના ભાગીદારોમાંથી કોઇ મરણ પામતો; તો તેની તમામ મિલકત મદદગારોને મળતી, પાછળથી જરૂર ન પડવાથી એ રિવાજ બંધ થયો.

મદીનાનાં બે મોટાં કુટુંબો બની અને બની ખજરજ વચ્ચે લગભગ ૧૨૦ વરસથી ખટરાગ ચાલુ હતો. બન્ને એક મેકના દુશ્મન બની ગયા હતા. મારે એની તરવાર હતી. લાગ મળતાં એકમેકનું ખૂન કરી નાખતાં પાછા પડતા નહિ. કોઇ સુખ શાંતિથી રહી શકતું નહોતું.

પરંતુ, જેમણે હજરતનો નવીન ધર્મ સ્વીકાર્યો હતો, તેઓ એક મેક વચ્ચેની દુશ્મન દિલી ભૂલી ગયાં હતાં. એકમેક સાથે ખભેખભો મિલાવી પ્રેમથી વસવાટ કરતાં હતાં.

આખાએ મદીના વાસીઓ કે જેઓ ઇસ્લામને માનતા હતા તેઓ, અને નહોતા માનતા તેઓ સૌ અંદરો અંદરની તકરારો ઝગડા કે વાર' બૂમની ફરિયાદો લઇને મોહમ્મદ સાહેબ પાસે આવવા લાગ્યા. એમના જેવા ' અલઅમીન '

પ્રામાણિક ન્યાયી બીજા કોઇ નહોતા. સરકાર દરબાર જે કહો તે સૌ હજરત પોતે હતાં.

એમના ન્યાયથી લોકો ખુશ રહેતા. ઇસ્લામીઓને ઉપદેશ દેવા, ન્યાયનાં કામ કરવા અને મુસાફરોને અવારનવાર રહેવા કરવા માટે તેમ નમાજ પઢવા માટે થોડી અલગ જગાની જરુર જણાઇ બે ભાઇઓએ પોતાની જમીન મફત આપવા જણાવ્યું પણ હજરતે એ મફત ન લેતાં અબુબક્ર પાસે તેની કિંમત અપાવી દીધી એ જમીન ઉપર ખજૂરીનાં પાંદડાથી છાયેલી, ઈંટો માટીથી ચણેલી પહેલ વહેલી મસ્જિદ ઊભી થઈ.

એના એક ભાગમાં પરદેશીઓને ઉતરવાનું મુસાફર ખાનું રાખ્યું હતું. દીવા માટે તેલનું ઠેકાણું ન હતું ખજૂરીનાં પાંદડાં ચેતાવી એને અજવાળે લોકો બેસતાં ને ઉપદેશ સાંભળતાં.

થોડા દહાડામાં મોહમ્મદ સાહેબ ( સ. લ. ) મદીનામાં બાદશાહ–રાજા તરીકે સ્વીકારાઇ ગયા. અરબસ્તાનનાં બીજા શહેરોમાં લોકો તરફથી ચૂંટણી કરીને મુખી – આગેવાન ચૂંટી કાઢતાં.

મુખી શહેરનો કારભાર કરતો. લોકોની દાદ ફરિયાદ સાંભળતો ને ન્યાય આપતો મદીનાના લોકોએ પોતાના સરનશીન-બાદશાહ તરીકે મોહમ્મદ સાહેબને (સ. લ.) ચૂંટી કાઢયા આ વખતે એમણે લોકોને કહ્યું:

" અલ્લાહના નામ ઉપર " જે સૌ પર દયા કરનારો

રહીમ-દયાળુ છે. અબ્દુલ્લાનો પુત્ર અને અલ્લાહના રસૂલ મોહમ્મદના તરફથી બધા મુસલમાનો અને એ બધાંના નામે, ચાહે તે ગમે તે કુળનો હોય, જે એકબીજા જોડે રહેવા તૈયાર હોય. એ બધા એક કોમના થશે-જો કોઇ બહારના સાથે લડવું પડશે કે સલાહ કરવી પડશે તો તે સૌને જ.

પરધર્મીઓ પોતાનો ધર્મ આઝાદીની સાથે પાળી શકશે. "કોઇના ઉપર ધર્મનું દબાણ કરવામાં આવશે નહિ."

આ જાહેરાતથી મદીનાવાસીઓના આનંદનો પાર રહ્યો નહિ.



## ૧૧

ઇસ્લામ તરવારથી ? ના.

" પ્રેમબીજ વાવી ઉછેર્યું–
તે ધર્મવૃક્ષ ફાલ્યું–ફૂલ્યું અનેરું "

'ઇસ્લામ ધર્મ' તરવારથી–જુલમોથી સ્થપાયો છે. એ વાત ખરેખર જુઠ્ઠી–બેહુદી છે. ઇસ્લામના સ્થાપક પેગમ્બર સાહેબ અને એમના સાથીઓએ કેવું ચોખ્ખે ચોખ્ખું સુણાવી દીધું છે ?

" કોઇ ક્રિશ્ચિયન–ખ્રિસ્તી સ્ત્રી, કોઇ મુસલમાન સાથે લગ્ન કરે, તો તે મુસલમાન એ સ્ત્રીના ધર્મમાં ધાર્મિક કામોમાં જરાય ડખલ કરી શકશે નહિ. તેને દેવળમાં જવા કે પ્રાર્થના કરવામાં કશી જ આનાકાની કરી શકશે નહિ.

કોઇ યહૂદી કે ઇસાઇ માને પેટે મુસલમાનને ત્યાં પેદા

થયેલા પુત્રની ફરજ છે કે તેણે પોતાની માને દેવળમાં પ્રાર્થના માટે ટટ્ટુ પર અથવા પોતાના ખભા ઉપર બેસાડીને પહોંચાડવી.

× × ×

દેવળોને મરામત કરાવવામાં, કે ધર્મની બીજી કોઇપણ બાબતમાં મુસલમાનોએ પોતાનાથી બને તેટલી મદદ કરવી.

× × ×

એમની વિરુદ્ધ કોઇએ હથિયાર ઉઠાવવાં નહિ. દેશ બહાર મુસલમાનોને કોઇ બીજા બહારના ખ્રિસ્તીઓ સાથે લડાઇ જાગે તો તેવે વખતે દેશમાં વસતા ખ્રિસ્તીઓ સાથે કોઇએ દુશ્મન દાવો ન રાખવો.

જે આ હુકમને નહિ માને, તે ખુદા અને તેના રસૂલની સાથે વિદ્રોહી થયેલો, અને પોતાના ધર્મથી ફરી ગયેલો– ' મુરતદ ' કહેવાશે. "

આ ફરમાન હજરત અલીએ લખી, એમના સોળ સાથીઓએ સાક્ષી કરી મોહમ્મદ સાહેબ આગળ રજૂ કર્યું હતું. અને એની ઉપર હજરતે પોતે સહી સિક્કો કર્યાં હતાં. સુ. તા. ૩ મોહરંમ સને ૨ હિજરી.

ઇસ્લામે દરેક ધર્મવાળાંને પોતપોતાનો ધર્મ પાળવાની પૂરેપૂરી આઝાદી આપી હતી. કોઇ પણ ધર્મ પાળનાર ઉપર જરાય દબાણ કરવામાં આવતું નહિ.

મદીનામાં જુદા જુદા ધર્મને માનનાર આરબો,

ઇસ્લામીઓ, યહુદીઓ ને ખ્રિસ્તીઓ એકમેક સાથે રહીને એક કોમ ને એક રાષ્ટ્ર તરીકે આઝાદી ભોગવતાં હતાં.

એમણે પોતે વારંવાર ઠોકીઠોકીને કહ્યું છે કેઃ " લા ઇકરાહ ફિદ્દીન " અર્થાત ધર્મની બાબતમાં કોઇપણ પ્રકારની જબરજસ્તી ન હોવી જોઇએ.

ઇસ્લામ ધર્મના ધર્મ પુસ્તક કુરાનેશરીફમાં પણ સ્પષ્ટ સમજાવ્યું છેઃ " લોકોને દયાળુ ખુદાના માર્ગ પર લાવવા માટે તમે જો હાકલ કરો, તો ચતુરાઇથી-મીઠી વાણીમાં. જો ચર્ચા કરો તો મધુરા મોહક શબ્દોમાં. એનો જવાબ જો એ આપે તો તેને શાંતિથી સાંભળો; અને એમનાથી છુટા પડો ત્યારે, વર્ષોના જૂના પ્રેમીઓની પેઠે દિલી મહોબ્બતથી છૂટા પડો.

જેમણે તમારો ધર્મ સ્વીકાર્યો છે, તેમને કહી દો કેઃ જે લોકોને પોતાનાં બૂરાં કામોનું ફળ ઇશ્વર-ખુદા આપવાનો છે એ વાતનો જેમને ડર નથી, તેમના ઉપર જરાય ગુસ્સો ન કરે. જે સારાં કે માઠાં કામ કરશે તેને તેનાં જે તે કામનાં ફળ ભોગવવાનાં છે. દરેકને એ જ દયાળુ પાસે દયાની ભીખ માગવા જવાનું છે.

× × ×

તમારૂં કામ ફક્ત સંદેશો સમજાવવાનું છે, સાંભળવું ન સાંભળવું એ સાંભળનારની મરજીની વાત છે.

જેમની પાસે બીજા ધર્મના ગ્રંથો છે. એમની સાથે

વાદવિવાદ કરશો નહિ. એમને કહો કે તમે જે ગ્રંથોને માનો છો એ ઇશ્વરે-મોકલેલા છે, અને અમારો ગ્રંથ-કુરઆને શરીફ પણ એણે જ મોકલ્યો છે. તમારો અને અમારો અલ્લાહ એક જ છે. અમે એ એક અલ્લાહ સામે બંદગી ગુજારીએ છીએ.

દૂર દૂરના દેશોમાંથી આવતાં યાત્રાળુઓ-લોકો અનેક જાતની શંકાઓ પૂછતાં. હજરત એમને પ્રેમથી સમજાવતા. ધર્મ ફેલાવવા જતાં સાથીદારોને ખૂબ ખૂબ શિખામણ દેતા.

દરેકની સાથે નરમાશથી વર્તવું. દરેકના દિલને ખુશ રાખવું. કોઇ પૂછે કેઃ સ્વર્ગ-જન્નતની કુંચી કઇ ? તો તેને શાંતિથી સમજાવવું. " એક ઈશ્વર-ખુદા ઉપર ભરોસો રાખવો ને નેક-પવિત્ર કામો કરવાં. "

એ જ સ્વર્ગનાં દ્વાર ખોલવાની સુંદર સાચી ચાવી છે. આપણે વિચારીને જોઇશું તો દરેક ધર્મના મૂળમાં સત્ય શાંતિ ને શ્રદ્ધા વસેલાં છે.



## ૧૨
## આખરી ફેંસલો

> " જ્ઞાન અજ્ઞાન અથડાઇ આખર
> ફૂટાઇ ચંદન સુવાસ દે છે— "

મક્કા શરીફથી ફક્ત ૨૮૬ માઇલના અંતર ઉપર આવેલા મદીના શરીફની જાહોજલાલી દિનપ્રતિદિન વધતી ચાલી. લોકો મક્કાના કાબા મંદિરને અને એના પુરાણધર્મને ભૂલવા લાગ્યા. આથી તો કુરેશોની કીર્તિને ઝાંખપ લાગતી જણાઇ. એમણે મોહમ્મદ સાહેબ અને એમની તાકાતને તોડી પાડવાની પેરવી શોધવા માંડી.

જે થોડા ઘણા મુસલમાનો-હજરતના અનુયાયીઓ મક્કા શરીફમાં રહી ગયા હતા, એમને અને તેટલાં દુઃખો

દેવા માંડયાં એમનાં ઊંટ અને ઘોડા નસાડી મૂકવા માંડયાં છતાં કોઇએ કંઇ જ દાદ ફરિયાદ કરી નહિ.

કુરેશો ધમપછાડા કરી થાકયા. કોઇએ કશો જ સામનો કર્યો નહિ આથી એમણે મદીનામાં મોહમ્મદ સાહેબ (સ. લ.) સામે મોરચો માંડયો. ૧૦૦૦ કુરેશો ૭૦૦ ઊંટ અને ૧૦૦ ઘોડા લઈ ઉપડયા.

મદીનામાં રાજા તરીકેના બધા અધિકાર મોહમ્મદ સાહેબને હતા સઘળી પ્રજાના જાનમાલની રક્ષાનું ભારણ હ. મોહમ્મદ સાહેબ (સ. લ.) એમને માથે હતું.

કુરેશો બેફામ જુલમ ગુજારતા આવી પહોંચ્યા છે એ વાત જયારે એમણે જાણી, ત્યારે, રોજો રાખી–ઉપવાસ કરી, નમાજ પઢી ખુદા પાસે મદદ માગી, ફક્ત ૩૧૩ જણને લઇને હજરત આવતી ફોજને રોકવા ચાલ્યા.

'બદ્ર' આગળ ભારે ઘમસાણ જામ્યું. મદીનાવાસીઓ ધર્મ અને ઇન્સાફ ખાતર લડતા હતા. પરિણામે કુરેશો રણમેદાન છોડી ભાગ્યા. મદીનાનાં ૧૪ અને કુરેશોનાં ૪૯ માણસોની કુરબાની અપાઇ ગઇ. કેટલાક કેદ પકડાયા આ જમાનામાં કેદીઓને ગુલામ તરીકે વેચવાનો રિવાજ હતો.

પકડાએલા કેદીઓને હજરત પાસે રજૂ કરવામાં આવ્યા. જે ગરીબ હતા તેમને ધમકાવીને–ફરીથી હથિયાર ન ઉપાડવાની શરતે છોડી મૂકયા. જે ભણેલા ગણેલા હતા તેમને કામ

સોંપ્યું. દરેક ભણેલા કેદીએ મદીનાવાસીઓમાંના અભણોમાંથી દસ દસ જણને ભણાવવા. જે દસ જણને ભણાવે–કેળવે તેને ગુલામીમાંથી–કેદમાંથી મૂક્તિ મળે.

જેટલા દહાડા આ કેદીઓ મદીનામાં રહ્યા, તેટલા દહાડા દરરોજ મોહમ્મદ સાહેબ (સ. લ) જાતે એમની સંભાળ રાખતા. લોકો પણ એમની સાથે ખૂબ ઉમદા વર્તણુંક રાખતા.

લડાઇ પૂરી થઇ ગઇ, છતાં દુશ્મનાવટ ન રહે એટલા માટે મોહમ્મદ સાહેબે (સ. લ) મક્કાવાસીઓને કહેવડાવ્યું: "ઓ મક્કાવાસીઓ! તમે મુસલમાની–ઈસ્લામિયત સાથે શા માટે લડો છો? તમારી પાસે ગમે તેટલી ફોજ હશે, તોપણ તમારી જીત નથી થવાની. કારણ ખુદા–અલ્લાહ ઇમાનવાળા–સાચું બોલનારાને મદદ કરવાવાળો છે. પરંતુ એનુ કંઈ પરિણામ ન આવ્યું. કુરેશોએ હુમલા ચાલુ જ રાખ્યા.

અબુ સુફિયાન ૨૦૦ ઘોડેસવારો લઇને ચઢી આવ્યો. ખજૂરના ઝાડ બાળ્યાં, ખેતરોને બેદાન મેદાન કરી નાખ્યાં. મદીનાવાસીઓ સામા આવે તે પહેલાં તો એ પાછો નાઠો. એકાદ વર્ષ વીત્યું ન વીત્યું ને પાછો ત્રણેક હજારનો કાફલો લઇને ચઢી આવ્યો. તડામાર જંગ જામ્યો. લડતાં લડતાં મોહમ્મદ સાહેબના ( સ. લ. ) એક હજાર માણસોમાંથી બે જ ઘોડેસવારો, અને સુફિયાનના બસો સવારો સાજા

તાજા રહ્યા, આ લડાઈને ઓહદની લડાઇ કહે છે. આમાં સરદારો અબુબક, અલી, ઉમર ત્રણે ય ઘાયલ થયા. મોહમ્મદ સાહેબને (સ. લ.) કપાળમાં પથ્થર વાગ્યો ને એક તીરને ,સપાટે હોઠ અને દાંત તૂટી પડયા. કુરેશો પૂર્ણ તૈયારીથી આવ્યા હતા. એમનો જુસ્સો હદપારનો હતો જે નવમુસ્લિમ સૈનિકો એમને ઝપાટે ચડી પકડાઇ ગયા તેમને ભારે તકલીફો આપવામા આવી.

આ જમાનાની લડાઇઓમાં યહૂદી, ખ્રિસ્તી અને બીજા લોકોમાં એક દુષ્ટ નિર્દયી રિવાજ હતો. લડાઈ ખતમ થયા પછી મુડદાં અને ઘાયલ સૈનિકોનાં નાક, કાન, કાપી લેવામાં આવતાં. કુરેશોએ ક્રૂરતાથી એ રિવાજનું અનુકરણ કર્યું. જ્યારે સૈનિકો મોહમ્મદ સાહેબ (સ. લ.) પાસે ઘાયલ સિપાઇઓનાં નાક, કાન, કાપવાની રજા લેવા આવ્યા, ત્યારે એમણે કહ્યું: "એ શું બોલ્યા ? દુઃખમાં શાંતિ ધીરજ અને માણસાઇથી જ કામ લેવાથી ખુદા રાજી રહે છે."

અને ખરેખર એમના હુકમથી એ રિવાજ નાબુદ કરવામાં આવ્યો. મૂડદા પર-ઘાયલપર-તાબેદાર પર જુલમ કરવામાં શી શોભા ?

કુરેશો આખરે થાકયા. મોહમ્મદ સાહેબનું ( સ. લ. ) સંદેશો પહોંચાડવાનું કામ ઝડપભેર ચાલ્યું. એમણે સંદેશો પહોંચાડનારા ઉપદેશકોને શિખામણ દીધી:

" કોઇપણ સંજોગોમાં દગાબાજી-

કરશો નહિ, નાનાં છોકરાંને મારશો નહિ આપણને કોઇ નુકસાન પહોંચાડે એનો બદલો વાળવાને આપણે આશરે રહેતાં બીનગુન્હેગારો ઉપર જુલમ વરસાવશો નહિ. સ્ત્રીઓ પર કદી હુમલો કરશો નહિ. દૂધ પીતાં બાળકો, અને માંદાં માણસો ઉપર હાથ ઉગામશો નહિ. ગામના લોકોનાં ઘર પાડી રંજાડશો નહિ. ફળ આપતાં ઝાડને કાપશો નહિ.

× × ×

ઇ. સ. ૬૨૬ ના માર્ચમાં ' ખન્દકની લડાઇ ' થઇ. અબુ સુફિયાન-કુરેશો, યહુદીઓ, અને બીજા લોકોને ઉશ્કેરી દશ હજારની સેના જમાવી દોડી આવ્યો. ખબર મળતાં મદીનાવાસીઓની સેના સાથે મોહમ્મદ સાહેબે ( સ. લ. ) તૈયારીઓ કરવા માંડી.

કોઇએ સલાહ આપી, મદીનાની ચોગમ ખાઇ ખોદવી જેથી દુશ્મનો સહેલાઇથી શહેરમાં પેશી શકે નહિ. હજરતે ખુદે કોદાળી ને પાવડો લઇ ખાઇ ખોદવાની શરૂઆત કરી. જોશીલું છતાં શાન્ત શૌર્યગીત ગાયું:

" હે દયાળુ ! તારા વગર અમને સાચો રસ્તો કોણ દેખાડત ?
ન અમે દાન કરત કે તારી બંદગી કરત.
તું જ અમને શાંતિ આપ, લડાઇમાં અમારા પગ મજબૂત કર !
કેમકે લોકો નાહક અમારી વિરુદ્ધ પડ્યા છે.
એમણે અમને સત્ય માર્ગેથી વેગળા કરવા પ્રયત્ન કર્યો
પરંતુ, અમે એની સાફ ના પાડી દીધી."

આ લડાઇ છેલ્લી જ હતી. આ પહેલાં અનેક નાની મોટી લડાઇઓ થઇ ગઇ હતી, કોઇ વખત કુરેશો જીતતા તો કોઇ વખત હિજરતીઓ.

આ લડાઇમાનો આખરી ફેસલો થઇ ગયો. કુરેશો નાઠા તે નાઠા જ. હજરતનું કામ સરળ થઇ ગયું.



# ૧૩

## મક્કા શરીફમાં—જાત્રા માટે

> " દુખો સહી 'વહી' પછી
> આવ્યા વતન વીરહામાં વળીને "

હિજરતીઓએ મક્કા શરીફ છોડયાને છ વર્ષ થઇ ગયાં હતાં. કેટલાંકનાં છોકરાં, તો કેટલાંકના સગાંવહાલાં ત્યાં હતાં. જેથી એમના મનમાં હતું કે એકાદ વખત મક્કા શરીફ જવાય તો ઠીક. એમણે હજરત પાસે માગણી કરી. દરેકની ઇચ્છા જાણી જાત્રાના પવિત્ર મહિનામાં ૧૪૦૦ યાત્રાળુઓને લઇને મોહમ્મદ સાહેબે ( સ. અ. ) પોતે મક્કા શરીફ તરફ પ્રયાણ કર્યું. યાત્રાળુઓને ચેતવી દેવામાં આવ્યું હતું કે : "કોઇએ હથિયાર સરખું સાથે લેતા આવવું નહિ."

નિઃશસ્ત્ર યાત્રાળુઓ તીર ભાલા કે કમાન કંઇ પણ

લીધા વગર હજના યાત્રાળુનાં લીલા કપડાં પહેરીને આવતા હતા. યાત્રાના કપડાં પહેરનારથી કીડી, મંકોડી કે જૂ સરખી મરાતી નહિ, આવા પવિત્ર પહેરવેશમાં આવતા યાત્રાળુઓએ કુરેશો પાસે હજ્જ–જાત્રાની પરવાનગી માંગી.

કુરેશોએ હથિયાર બંધ લશ્કર મોકલી યાત્રાળુઓને રોકી દીધા.

મોહમ્મદ સાહેબ (સ. લ.) સૌની મોખરે હતા. એમણે ૮૦ માણસની કુરેશની સૈનિકની ટુકડીને વિનવીને કહ્યું: “ અમે જાત્રા કરવા હજ્જ કરવા આવીએ છીએ. અમારી કોઇની પાસે લાકડી સરખી નથી. અમને આગળ વધવા દો.” પણ કુરેશ સૈન્યે પડકાર કરી આગળ વધતા અટકાવ્યા. તીરનો એમણે મારો ચાલુ કર્યો. નિઃશસ્ત્ર અડગ સત્યાગ્રહી ઇસ્લામીઓએ એ એંશીએ જણને પકડી લીધા, ને હજરત સામે ખડા કરી દીધા.

હજરતે એમને ફરીથી હથિયાર નહિ ઉઠાવવાની શરતે માફી, આપી બીજા કુરેશો તો એ સાંભળીને દિંગ જ થઇ ગયા.

મોહમ્મદ સાહેબ (સ. લ.) મનની મુરાદ હતી કે મક્કા અને મદીનાના રહેવાસીઓ આરબ હોઇ એક જ કુટુંબ કબીલાના છે, એમની બંને વચ્ચે પ્રેમ એકતા અને એકદીલી જામે તો સારૂં. એટલા માટે એમણે કુરેશો સાથે

સંપના સંદેશા મોકલી કેટલીક શરતો કરી. આ શરતોને " હુદૈબિયાહ " કહે છે.

× × ×

એકાદ વર્ષ વીત્યા પછી-ઇ. સ. ૬૨૯માં બે હજાર હાજીઓને લઇને હજરત મદીનામાંના કાબાની યાત્રા માટે આવી પહોંચ્યા. બે હજારમાંથી કોઇની પાસે હથિયાર નહોતું. દરેકના દિલની ખુશીનો પાર નહોતો.

યાત્રા પૂરી કરી ચોથે દિવસે સૌ પોતપોતાને રહેઠાણે પહોંચી ગયા. કાબા મંદિરમાં ૩૬૦ પૂતળાં મોજૂદ હતાં. નવા ઇસ્લામીઓ એને માનતા નહોતા. છતાં એમણે કુરેશોનાં દિલ દુખાય એવી કંઇ પણ વાત મોંમાંથી બહાર કાઢી નહિ. કુરેશો તો એમના આવા સંયમ પાલનથી વધુ હેરત પામ્યા.

☆

## ૧૪

### ક્ષમાનો અવતાર !

" ક્ષમાથી વેર અગ્નિના
ભભૂકો શાંત થાતો જો "

મુસલમાનોના ઉમદા વર્તનથી ઇસ્લામની જડ બાઝવા લાગી. મોહમ્મદ સાહેબે (સ. લ.) પ્રચાર માટે ચારે દિશાઓમાં દૂત મોકલવાનું શરૂ કર્યું.

એક દૂત ઇરાનના રાજા ખુશરૂની પાસે પહોંચ્યો, એ દૂતના પત્રમાં મોહમ્મદ સાહેબે ( સ. લ.) લખ્યું હતું કે:

પરમ દયાળુ પરવર દિગારના નામ પર અબ્દુલ્લાનો પુત્ર, ખુદાનો સંદેશો પહોંચાડનાર પયગમ્બર મોહમ્મદ (સ. લ.) ઇરાનના સમ્રાટ ખુશરૂને........" આટલું વાંચતાં જ ખુશરૂ રાતો પીળો બની ગયો. મારો એક દાસ મારા

કરતાં એનું નામ પહેલું મૂકે છે....આમ બોલી તેણે પત્ર ફાડીને ફેંકી દીધો.

કારણ કે હમણાં જ એણે રોમના બાદશાહને હરાવી પેલેસ્ટાઈન, આર્મિનિયા વગેરે પ્રદેશો જીતી લીધા હતા. એનું રાજ્ય મિસર અને ઠેઠ કાર્થેજ સુધી પહોંચ્યું હતું. ધનના મદમાં છકી જઈએ ધર્મને ઠોકરે મારતો હતો.

યમન સૂબેદાર એના તાબાનો નોકર હતો. એણે લખી મોકલ્યું: " મારા જાણવામાં આવ્યું છે કે: મોહમ્મદ (સ. લ.) નામે પાગલ મદીનામાં વસે છે. એની ડાગળી ખસી ગઈ છે. એ પોતાને ખુદાનો દૂત–સંદેશો લાવનાર કહેવડાવે છે. એનું ગાંડપણ દૂર કરી નાખો, અને દુશ્મન હોય તો તેનું માથું કાપી મારી પાસે રજુ કરો. "

ખરીતો મળતાં સૂબેદારે બે દૂત હજરત પાસે પહોંચ્યા. હજરતની ઝૂંપડી અને અનુયાયીઓની શ્રદ્ધા જોઈને એ તો છક જ થઈ ગયા.

દૂતોએ કહ્યું: " આપે સમ્રાટ ખુશરોનું અપમાન કર્યું છે તેથી યમન સૂબેદારે આપને ગિરફતાર કરવાની પરવાનગી આપી અમને મોકલ્યા છે. "

હજરતે જવાબ દીધો: " વારૂ, જાઓ તમારે સૂબેદારને કહેજો કે એ એના સમ્રાટને કહેવડાવે કે; અરબસ્તાનમાં ભારે જંગ જામવાનો છે. એમાં એનો ગર્વ, મદ ને સત્તા રગદોળાઈ

જવાનાં છે. એમ થતા પહેલાં એ એક ખુદાના શરણમાં આવી જાય તો સારૂં છે. ” આખરે થયેલું પણ એમજ.

× × ×

મોહમ્મદ સાહેબનો ( સ. લ. ) બીજો દૂત કુસ્તુનિયાના સમ્રાટ હરકલની પાસે ગયો હતો. એ ખ્રિસ્તીધર્મ પાળતો હતો. એના સાંભળવામાં આવ્યું કે ખુશરો લડાઈમાં માર્યો ગયો છે. એના પુત્રે ઇસ્લામ ધર્મ કબૂલ કર્યો છે. એટલે એ પણ દૂતના કહેવા પ્રમાણે ઇસ્લામ ધર્મમાં દાખલ થયો.

પરંતુ યહૂદીઓની રીસ હજી સુધી પૂરેપૂરી હોલવાઈ નહોતી. મોહમ્મદ સાહેબ ( સ. લ. ) એમની સાથે એટલી મીઠાશથી સમજૂતીથી કામ લેતા હતા કે ન પૂછો વાત ! છતાં એમના દિલનો ડંશ ઓછો થતો નહોતો.

મદીનાથી સોએક માઈલ છેટે ‘ ખૈબર ’ નામે શહેર હતું. એ શહેરમાં યહૂદીઓ ભેગા થઈને વારંવાર કુડકપટ બાજી ખેલ્યા કરી, ઇસ્લામીઓને રંજાડ્યા કરતા હતા. એમને ઠેકાણે આણવા મોહમ્મદ સાહેબે (સ. લ.) ચૌદસો સિપાઈઓને લઈને ખૈબર ઉપર ચઢાઈ કરી. યહૂદીઓ હાર્યા ને સુલેહ કરી.

યહૂદીઓને એમનો પોતાનો ધર્મ પાળવા દેવાની સંપૂર્ણ આઝાદી આપવામાં આવી, એમની માલમિલકત પાછી આપવામાં આવી.

યહૂદી અને મુસલમાનો મળીને ઉમ્મત તરીકે રહેવા

લાગ્યા. આટઆટલી એકસંપી થઇ છતાં એક યહુદી સ્ત્રીએ મોહમ્મદ સાહેબનો ( સ. લ. ) જીવ લેવાનો પેંતરો રચી જોયો. ખોરાકમાં ઝેર ભેળવી દીધું. એ ઝેરનો કોળિયો મોંમાં જતાં એક સાથીદારનું મોત થયું. હજરતે ખોરાક ચાખ્યો હતો જેથી ઝેર પેટમાં જતાં ઘણા દહાડા સુધી એમને હેરાન પરેશાન થવું પડયું હતું. આખરે ઝેર દેનાર સ્ત્રીને પકડીને મોહમ્મદ સાહેબ ( સ. લ. ) પાસે હાજર કરવામાં આવી. એને એમણે 'માફી' આપી દીધી. ગુન્હેગાર સ્ત્રી નીચી મૂંડિયે શરમાતી ચાલી ગઇ. ખરેખર ! "ક્ષમા વીરનું ભૂષણ છે."

★

## ૧૫

## શાબાશ જાફર !

"કપાયાં હાથ પગ ને શિર
છતાં વીર-ધડ લડયું એનું—"

અમ્સરાનો હાકેમ રોમ સામ્રાજ્યનો સૂબેદાર ગણાતો. એને રોમન સમ્રાટની ભારે મદદ હતી. આ સૂબેદારી ઉપર ફરવાહ નામે અરબ સૂબેદાર હતો. એ ખ્રિસ્તીધર્મ પાળતો હતો. જ્યારે એણે ઇસ્લામ ધર્મની વાત સાંભળી ત્યારે એ ખુશ થઇ ગયો; ને ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો.

આ વાત રોમન ગવર્નરે જાણી, ત્યારે એને ભારે ખેદ થયો. સૂબેદાર ફરવાહને જણાવ્યું: "તું હતો તેવો ખ્રિસ્તી થઇ જા. તારો પગાર ને હોદ્દો એકદમ વધારી દઇશ. ફરવાહે એ વાતનો ઇન્કાર કર્યો, ગવર્નરે મોતની સજા કરી. ધર્મ

સ્વીકારતાં સૂબેદારને મોત મળ્યું. આ વાત હજરતે જાણી ત્યારે ત્યાં સંદેશો પહોંચાડવા બબ્બે ચચ્ચાર ઉપદેશકોને મોકલ્યા. વિધર્મી રાજાના હુકમથી એમની કતલ થવા માંડી.

છેવટે થાકીને મોહમ્મદ સાહેબે (સ. લ.) લડાઇ જાહેર કરી. ત્રણ હજાર શૂરા સૈનિકો સાથે જૈદ, અબુતાલિબનો પુત્ર અલી, તેનો ભાઇ જાફર, વલિદનો પુત્ર આલિદ વગેરે મુખ્ય મુખ્ય બહાદુરો હતા.

સેનાપતિ જૈદ, સૌને મોખરે હતો. લશ્કરે કૂચની તૈયારી કરી. મોહમ્મદ સાહેબે (સ. લ.) એ બોલ કહ્યા :

લોકોની સાથે નરમાશથી વર્તજો, સ્ત્રીઓ, બચ્ચાં, ખ્રિસ્તિ સાધુઓ અશક્ત માંદા એમના ઉપર હુમલો કરશો નહિ. કોઇનું ઘર તોડશો નહિ, ફળાઉ ઝાડને કાપશો નહિ.

ફત્તેહ કરો, ખુદા તમને બળ આપશે. ”

રસ્તામાં સમાચાર મળ્યા કે રોમનો ભારે લશ્કરના ઠાઠમાઠથી મુસલમાનોને કચડી નાખવા આવી રહ્યા છે. શું કરવું ? સુલેહ કરીશું ? લશ્કરમાંથી અબ્દુલા બોલી ઉઠયો "આપણે સિપાઇના આંકડાની સંખ્યા ઉપર લડવા નથી આવ્યા, આપણે તો અલ્લાહના રસ્તા ઉપર અને એની મદદની આશામાં આવ્યા છીએ–જીવીશું તો નામ થશે, ને મરશું તો જન્નત–સ્વર્ગ મળશે. ”

મોતહ નગર આગળ બંને લશ્કરો સામેસામે ખડાં

થઇ ગયાં, ઇસ્લામનો વાવટો જેહના હાથમાં ફરકતો હતો નિશાનને-ઝંડાને નમાવવા દુશ્મન દળના નાયકે જેહનો હાથ જુદો કરી નાખ્યો. ઝંડો પડવાની તૈયારીમાં હતો. એટલામાં જાફરે પકડી લીધો જાફરનો એક હાથ જુદો થયો. બીજા હાથે ઝંડો પકડયો, બીજો હાથ પણ કપાઇ-ખતમ થયો, જાફરે ઠુંઠા હાડકાં વડે ઝંડો સંભાળી રાખ્યો, છતાં એનું ધડ ઝંડા માટે કયાંય સુધી લડતું રહ્યું. દુશ્મનોએ જાફરની ખોપરી તોડી નાખી છેવટે અબ્દુલ્લાએ ઝંડો ઝીલી લીધો. એ પણ કપાઇ મૂઆ એટલે ઝંડો ખાલિદે લઇ લીધો.

ખાલિદ બહાદુર નવજવાન હતો. લડતાં લડતાં એક પછી એક એમ ખાલિદની નવ તરવારોના ભુક્કા ઊડી ગયાં.

આખરે મુસલમાનો જીત્યા. આ લડાઇમાં ઘણા વીરો શહીદ થયા જેદ અને જાફરના મૃત્યુથી હજરતને ભારે દુઃખ થયું શાંત-ધીર ખુદાની લીલાને જાણવાવાળા હજરત મોહમ્મદ મુસ્તફા ( સ વ ) પોક મૂકીને રડયા.

શૂરા સૈનિકોને એ ખૂબ ચાહતા. ખાલીદને એની બહાદુર -માટે " ખુદાઇ સમશેર " નો ખિતાબ આપ્યો હતો.

★

## ૧૬

## વતનમાં વિજય

" વિજય વળે છે નક્કી,
અડગ, નિશ્ચયી, દઢા ગ્રહીને. "

કુરેશો સાથે હથિયાર નહિ ચલાવવાની શરત થઈ હતી. એ શરત વિરૂદ્ધ જઈને કુરેશોએ ખોજાકુળ કુટુંબ ઉપર હુમલો કર્યો. ખોજા કુટુંબ મદીના સરકારની પ્રજા–રૈયત હતું તેના બચાવ માટે મોહમ્મદ સાહેબે (સ. લ.) દશ હજાર સૈનિકોની સરદારી આપી હજરત ઉમરને મોકલ્યા.

સિપાઈઓને સખત તાકીદ આપવામાં આવી હતી કેઃ કોઈએ એકદમ હથિયાર ચલાવવું નહિ. દુશ્મન હાથમાં આવે તો તેને પકડી લેવો.

સાંજને વખતે લશ્કર મક્કા પહોંચ્યું. સિપાઈઓ બે માણસોને પકડીને પેગમ્બર સાહેબ પાસે ખેંચી લાવ્યાં.

આમાંનો એક કુરેશ કુટુંબનો સરદાર અબુસુફિયાન હતો. જિંદગીભર દુશ્મનાવટ દાખવી વીસ વીસ વરસ સુધી હેરાન કરી નાખનાર દુશ્મન આંખો સામે બંદીવાન દશામાં ઊભો હતો. એની આંખમાંથી આંસુ વહે જતાં હતાં.

હજરતે એને કંઇ પણ કહ્યા વગર શાંતિથી પોતાની પાસે બેસાડયો, ને એના તમામ ગુન્હા માફ કરી દીધા. અબુ ગદ્ ગદ્ કંઠે બોલ્યોઃ હું ઇસ્લામ સ્વીકારૂં છું.

આખરે એ જ મહાન દુશ્મનની મારફતે મક્કાવાસીઓને સંદેશો પહોંચાડવામાં આવ્યો. લોહીનું એક ટીપું પણ વહેવડાવ્યા વગર મક્કા અને કુરેશો કબજામાં આવી ગયા.

બીજે દિવસે મોહમ્મદ સાહેબ (સ. લ.) સાથીઓને લઇને શહેર તરફ ચાલ્યા. એક ટુકડીનો સરદાર ખાલિદ હતો. કેટલાક બેસમજ કુરેશોએ ખાલિદને છેડયો, ખાલિદે તલવાર મ્યાન બહાર કાઢી. હજરતે એને અટકાવી, પોતે હાજીના પહેરવેશમાં–યાત્રાળુરૂપે મક્કા શરીફમાં દાખલ થયા.

જે લોકોએ એમને દુઃખી કર્યા હતા. હેરાન પરેશાન કર્યા હતા, એ સહુને માફી આપી. એમની આટલી બધી નરમાશથી ખુશ થઇને કાબા મંદિરના પૂજારીઓએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો, એટલે કાબામાંની ૩૬૦ મૂર્તિઓ નકામી પડી ગઇ. હજરતે દરેક મૂર્તિને એની જગાએથી ઉપાડતાં ઉપાડતાં કહ્યું: "ખરેખર ! હવે સત્ય કાયમ થયું છે, જુઠ્ઠ ચાલ્યું ગયું છે."

આ કાબાના મંદિરને-ની મૂર્તિઓને તોડી ફોડી નાખવા માટે યમનના ખ્રિસ્તી સૂબાએ પ્રથમ મોહમ્મદ સાહેબને (સ. લ) મદદ કરવા કહ્યું હતું. પણ, સર્વધર્મની ઇજ્જત કરનાર-ધર્મની આઝાદી ચાહનાર હજરતે જણાવી દીધું હતું કે: મંદિર, મઠ, દેવળ એ સર્વનું રક્ષણ કરવું એમાં તો મુસલમાનોની પવિત્ર ફરજ છે.

પરંતુ, જ્યારે મૂર્તિપૂજા કરનાર કોઇ જ ન રહ્યું એટલે એમણે કાબા મંદિરની મૂર્તિઓ દૂર કરી હતી.

મૂર્તિઓ દૂર કર્યા પછી બિલાલ કે જે હબશી ગુલામ હતો એણે અજાન પોકારી સૌને નમાજ માટે નોતર્યા

નમાજનું કામ પૂર્ણ થયા પછી કુરેશોએ પોતાની પાછલી ભૂલો માટે માફી માગી. હજરતે આંખમાં આંસુ સાથે માફી આપી જવાબ દીધો:

"બુરાઇનો બદલો ભલાઇથી વાળો. ભલાઇ અને બુરાઇનાં ત્રાજવાં બરાબર નથી રહેતાં. જે તમારી સાથે બુરાઇ કરે તેની સાથે ભલાઈ કરો, જેથી દુશ્મન પણ દોસ્ત બની જશે. જે ગુસ્સાને ગળી જાય છે તેના ઉપર જ અલ્લાહની રહેમ-દયા ઉતરે છે."

વાહ ! પ્યારા નબી તમારી દયાને !



## ૧૭

### અગિયાર સ્ત્રીઓ–કેમ ?

" વિલાસ કે મોહ વિચાર કેવા ?
સંસારી – સાધુ – ફકીર જેવા ? "

પુરજતના જમાનામાં યુરોપ અને એશિયામાં અનેક સ્ત્રીઓ કરવાનો રિવાજ હતો. પંદરમા સૈકામાં તો અનેક સ્ત્રી કરવી એ કાયદાથી વ્યાજબી ગણાતું હતું. અમેરિકન ગુરુ વિઢમયંગ મર્યો ત્યારે તેને સત્તર સ્ત્રીઓ હતી.

હિંદુસ્તાનમાં હિન્દુઓ પણ અનેક સ્ત્રીઓ કરતા મોહમ્મદ સાહેબે (સ. લ.) આ રિવાજની હદ નક્કી કરી. કોઈ પણ પુરુષ ચાર સ્ત્રીઓથી વધારે સ્ત્રીઓ કરી શકે નહિ.

અરબસ્તાનમાં ઇસ્લામ ધર્મ પ્રગટ થયો એ જમાનો

લડાઇનો હતો. પુરુષોની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જતી હતી. ધર્મ પ્રચાર અનેક કુટુંબોમાં કરવાનો હતો. દરેક કુટુંબ-કબીલાની માગણી સ્વીકારવી પડતી. પોતાના દાખલાથી વર્તનથી લોકોને ખુશ કરી ખુદાઇ રાહ બતાવવાની હતી. એથી એમણે કુલ ૧૦ લગ્ન કર્યાં, આ લગ્ન કરવામાં રાજકીય-એકસંપીનો મુખ્ય હેતુ હતો.

હજરતનું જીવન તદ્દન નિરાળું હતું. ખુદા અને એના સંદેશાના ફેલાવા પાછળ રાત દહાડો મંડયા રહેતા-લોકોને ઉપદેશ દેતા-સમજાવતા.

પચીસ વર્ષ સુધી હ૦ બીબી ખદીજા સાથે રહ્યા. પણ એમના મરણ પછીનાં તેર વર્ષમાં બીજી નવ સ્ત્રીઓ સાથે પરણ્યા. આ સ્ત્રીઓમાંની કેટલીક તો એવી હતી કે જેમના પતિ લડાઇમાં શહીદ થયા હતા. સ્ત્રીઓ નિરાધાર બની ગઇ હતી. એ પુરુષોને હજરતે પોતે લડવા મોકલ્યા હતા. આવી સ્ત્રીઓને આશરો આપવાનું કામ એમને પોતાને માથે આવી પડયું હતું: બાકીની કેટલીક દુશ્મન દળના સરદારોની પુત્રીઓ હતી. જેમની સાથે લગ્ન કરીને સ્નેહની સાંકળ મજબૂત કરવાની જરૂર પડી હતી. એ માનતા હતા, કે કાનખજૂરાના પગની પેઠે લગ્ન સંબંધથી સ્નેહ સંબંધ મજબૂત અને બહોળો બને છે. આ સંબંધથી ભલભલાં શક્તિશાળી કુટુંબો ઇસ્લામમાં ભળી ગયાં અને ઇસ્લામનો ઝંડો દૂર દૂર સુધી ફેલાયો.

હ૦ ખદીજા પછી બીજી બીબી અબુબક્રની અઢાર વર્ષનાં પુત્રી હ૦ આયશા હતાં. અબુબક્ર ઇસ્લામના સાચા સૈનિક હતાં. એમણે હજરતને વિનંતી કરી કે 'મારી કુમારી પુત્રી સાથે આપ લગ્ન કરો.' અરબસ્તાનમાં રિવાજ હતો, કે જો કોઇ આવી પ્રાર્થનાનો અસ્વીકાર કરે તો મહા અપમાન થયેલું સમજવામાં આવતું.

હજરતે કુમારિકા સાથે આ એક જ લગ્ન કર્યું હતું. અને તે પણ બે કુટુંબોની સ્નેહદોરી મજબૂત કરવા માટે જ.

(૩) હ૦ સૌદાહ બીબી- એના ધણી સકરાનના મરણ પછી એણે કુરેશોના જુલ્મથી કંટાળીને હજરત પાસે લગ્નની માંગણી કરી હતી. એનું ભરણપોષણ કરનાર કોઇ નહોતું. એ જમાનામાં અરબસ્તાનમાં રાંડેલી-વિધવા સ્ત્રી પોતાના ધણી સિવાય બીજા કોઇની સોગી રહી શકતી નહોતી.

(૪) હ૦ હફ્સહ-હજરત ઉમરની વિધવા પુત્રી હતી. એનો ધણી બદ્રની લડાઇમાં ખપી ગયો હતો. ઉમરે પુત્રીને પરણવા માટે અનેક જણને વિનંતી કરી. પણ, કોઇએ એ સ્વીકારી નહિ. કારણ કે હ૦ હફ્સહ ઘરડી ડચ્ચર જેવી રૂપ ને રંગમાં કદરૂપી હતી.

જ્યારે ઘણાંએ ના પાડી ત્યારે હજરત ઉમર ગુસ્સે થઇ ગયા. આ ઝગડો મિટાડવા હજરતે પોતે એને સ્વીકારી.

(૫) હ. હિન્દ-ઉમૈયહની પુત્રી હતી. એનો ધણી ઓહદની

લડાઇમાં માર્યો ગયો હતો. હ૦ હિન્દને ઘણાં છોકરાં હતાં. આ છોકરાંને પાળવા પોષવા એ ફરી લગ્ન કરવા ઇચ્છતી હતી. પણ, હ૦ હિન્દ સ્વભાવે ભારે તીખી હતી. એનો કરપ જોઇને કોઇએ એને પરણવાની ' હા ' ભણી નહિ. છેવટે મોહમ્મદ સાહેબે (સ. લ ) એને સ્વીકારી.

(૬) હ૦ જૈનબ–એને પ્રથમ ગુલામ જૈદ સાથે પરણાવી હતી. પણ જૈનબને એની સાથે ઠીક ન ફાવ્યું એને પોતાના કુટુંબનુ અભિમાન હતું. પોતે ગુલામની સ્ત્રી થવામાં કલંક માનતી હતી.

હ૦ જૈનબના પિતા દૂદાને હજરતને ખૂબ ખૂબ મદદ કરી હતી. પુત્રીના ઘર કંકાસથી એને ખૂબ દુઃખ થતું હજરતે ધણીધણિયાણીને બોલાવી એકસંપથી સાથે રહેવા ઘણું ઘણું સમજાવ્યું, પરંતુ, પરિણામે બન્ને દુઃખી જણાયાં.

છેવટે દૂદાનને રાજી રાખવા અને હ૦ જૈનબને સુખી કરવા પોતે એની સાથે લગ્ન કર્યાં.

(૭) જુવૈરિયહ–એનો પિતા હારિસ બનીમુસ્તલિક કુટુંબનો સરદાર હતો. હારિસ લડાઇમાં હાર્યો ને માર્યો ગયો. તે વખતે એવો રિવાજ હતો કે, હારેલા રાજાની કોઇ પણ સ્ત્રી સાથે જીતેલો રાજા લગ્ન કરે તો કાયમની સલાહ થઇ ગણાય. આ કારણથી હજરતે વિધવા હ૦ જુવૈરિયહ સાથે લગ્ન સંબંધ જોડયો.

(૮) હ૦ સફીયહ–યહુદીની પુત્રી હતી. બે વાર લગ્ન કરી ચૂકી હતી. બંને લડાઇઓમાં કામ આવી ગયા હતા.

આ યહુદીની પુત્રી સાથે હજરતે લગ્ન કર્યું. હ. સફીયહ પેગમ્બર સાહેબને પરણી હતી. એ તો યહૂદીધર્મ પાળતી હતી. હજરતે દરેકને ફાવે તે ધર્મ પાળવાની છૂટ આપી હતી.

આ લગ્નથી ધર્મ તલવારથી સત્તાથી નથી ફેલાતો, પણ પ્રેમથી–સ્નેહથી સમજથી પોષાય છે. એ એમણે સાબીત કરી બતાવ્યું.

(૯) હ૦ ઉમ્મ–હબીબહ–મક્કાના પુરાણા હાકેમ–ઇસ્લામના પક્કા દુશ્મન અબુ સુફિયાનની વિધવા પુત્રી હતી. દુશ્મનની પુત્રી સાથે લગ્ન કરીને હજરતે બુરાઈનો બદલો ભલાઈથી વાળી આપ્યો.

(૧૦) હ. મૈમૂનહ–કુરેશ સરદાર હારિસની પુત્રી હતી. આ લગ્ન કાકાના દબાણથી કરવું પડયું હતું. આ લગ્ન સંબંધથી ખાલિદ અને અમરૂ જેવા જબરજસ્ત દુશ્મનો મિત્ર બની ગયા હતા.

આટલી બધી સ્ત્રીઓ હોવા છતાં એમનું મન તો ખુદાની બંદગીમાં લાગેલું હતું.

" સંસાર શું સરસો રહે
ને મન મારી પાસ...."

એવી એમની દશા હતી. ટુંકામાં એ સંસારી ફકીર હતા.



# ૧૮

## છેલ્લા દહાડા

> " જન્મે તે જાવાનું સાચે
> કુદરત કાનુન છે એ— "

દુનિયાને સીધે રસ્તે દોરતાં અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠી, બે ઇજ્જતી સહી, રાજકારભારનો ભાર ખેંચી અનેક પ્રકારની લડાઈઓ લડી હજરત ઘસાઈ ગયા હતા

કાવતરાખોરો પેલી બાઈએ ખવડાવેલા ઝેરની અસરથી ઝીણો તાવ ચોંટી ગયો હતો. ત્રેંસઠ વરસની પાકી વયે એની વિશેષ અસર જણાવા લાગી.

કુરાને શરીફની વારંવાર આવતી વહીઓ-સંદેશાથી શરીર બેતાલ બની ગયું હતું. કંઈક આધ્યાત્મિક મુશ્કેલી

આવી પડતી, તે વખતે એઓ ખાવું પીવું છોડી ચાદર ઓઢી ખુદાની પાસે દુઆ માગતા રડતા હતા. આવી દશામાં કેટલાય દહાડા વીતી જતા. વારંવાર શરીર કંપી જતું. આંસુ અને પરસેવાથી ચાદર ભીંજાઇ જતી આખરે માલિકનો હુકમ વહી આવતી. આવી અનેક વહી–સંદેશાઓનું કુરાને શરીફ બન્યું છે.

એક દહાડો ખૂબ જોરથી તાવ આવ્યો. રાત્રે બધા લોકો ઉંઘતા હતા ત્યારે એ એક સોબતીને લઇને કબરસ્તાનમાં ગયા. ત્યાં જઇને દર્દભર્યા દિલે બોલવા લાગ્યા.

" ઓ કબરોમાં રહેનારા ! સલામો અલયકુમ ! અલ્લાહ તમને અને અમને સૌને માફ કરે. એ દિવસ ખૂબ શાન્તિનો હોજો, જે દિવસે તમે ફરીને બેઠા થાઓ. એ દિવસે તમે ખુશહાલ હો ! તમે અમારાથી પહેલા ચાલ્યા ગયા છો, અમે તમારી પાછળ આવીએ છીએ. "

બીજે દિવસે હ૦ અલી અને હ૦ ફજલને ખભે હાથ ટેકવીને મસ્જિદમાં ગયા. જઇને નમાજીઓને કહ્યું: " મુસલમાનો ! મેં કદાચ કોઇ પણ વખતે તમને નુકસાન પહોંચાડયું હોય, તો તેનો જવાબ દેવાને તૈયાર છું, અગર કોઇનું મારી પાસે કંઇ માગતું લહેણું હોય તો તે પણ અત્યારે આપવા ઊભો થયો છું. "

એક જણે કહ્યું: "આપે એક જણને ત્રણ પાવલીઓ અપાવી હતી," હજરતે તરત જ એ દેવું ચૂકવી આપ્યું, ને

બોલ્યાઃ "આ દુનિયાનું દેવું વાળવું સારૂં છે. જેથી ભવિષ્યમાં–સ્વર્ગમાં–મૃત્યુ બાદ દેવું ચૂકવવાનું બાકી ન રહે."

રોગ અને અશક્તિ વધતાં ચાલ્યાં. જેથી મસ્જિદમાં નમાજ પઢાવવા અબુબક્રને મોકલ્યા. લોકો વિચારમાં પડી ગયા. અમારા હજરતને શું થયું ? દિલગીરીનું વાતાવરણ જામી ગયું. એ વાત મોહમ્મદ સાહેબને (સ. હ્ય.) કાને આવી. હજરત અલી અને હજરત ફજલને બન્ને હાથ ટેકવી મસ્જિદમાં આવી પહોંચ્યા. લોકોનાં દિલ કમળ સૂર્યને જોઈને ખીલી ઊઠે તેમ નાચી ઊઠયાં. નમાજ પૂરી થયા પછી એમણે લોકોને સમજાવ્યુંઃ "ભાઈઓ કોઈ પયગમ્બર કાયમ રહ્યા છે તે હું રહેવાનો છુ ? દરેક વસ્તુનો નાશ છે. વખત આવ્યે સૌને એ જ માર્ગે જવાનું છે " જન્મ્યું તે મરવાનું છે એ વાત ચોક્કસ માનજો.

મારી વિનતિ છે કે તમે બધા સંપથી પ્રેમથી રહેજો. એકમેકનું માન જાળવજો. પવિત્ર કામોમાં એક બીજાને સહાય કરજો. ધર્મમાં વિશ્વાસ રાખજો અને દરેકને એ પવિત્ર માર્ગમાં સાથ આપજો એ ભલાઈનો માર્ગ છે.

સ્વર્ગીય દુનિયાનો આનંદ ફક્ત એમને માટે છે કે જે લોકો આ દુનિયામાં ધર્મે બતાવેલા કાયદા પ્રમાણે ચાલે છે.

આ છેલ્લો જ ઉપદેશ હતો. મસ્જિદ પાસે હ૦ બીબી આયશાની ઝૂંપડી હતી. અલી અને ફજલને ટેકે ટેકે એ ત્યાં પહોચ્યા.

તાવ આવ્યાનો આ ચોથો દિવસ હતો. રવિવારે રાત્રે તાવ વધી ગયો. એ જોઇ હ૦ બીબી ફિઆ્મ હળીબહુ જોરથી કકળી ઉઠયાં. મોહમ્મદ સાહેબે (સ. લ.) એમને ધિરજ આપતાં કહ્યું: જેને ખુદા ઊપર ભરોસો હોય તે કદીપણ આવી રીતે કકળી ઉઠે નહિ. જેનો ખુદા ઉપર વિશ્વાસ હોય એણે ધીરજ ધરવી જોઇએ. ખુદા પાક મુશ્કેલીઓ-દર્દ નાખીને માણસની કસોટી કરે છે જેને વધારે વિશ્વાસ હોય એની વધારે આકરી પરીક્ષા લેવાય છે."

આખી રાત કુરાને શરીફ પઢવામાં આવ્યું. રવિવારે કમજોરી વધી ગઇ. તાવ શરૂ થયો હતો તે દહાડેથી જ ઉપવાસ ચાલુ કર્યાં હતા.

રાત્રે કોઇએ કંઇક દવા પીવરાવી આથી નારાજ થતા થતા એ બોલ્યા : " અલ્લાહ ! પેગમ્બરોની કબરો પૂજનાર ઉપર કોપ ઢાલવે છે. ઓ ખુદા! કોઇ મારી કબરને ન પૂજે."

હ૦ આયશાને પાસે બોલાવી કહ્યું: "જે કંઇ ઘરમાં હોય તે તમામ ગરીબોને વહેંચી દો." હ૦ આયશાએ છ સોના-મહોરો રાખી મૂકી હતી તે એમના હાથમાં મુકી દીધી એ તરત જ ગરીબ કુટુંબોમાં વહેંચી દેવામાં આવી આ વહેંચણી કર્યા પછી એ બોલ્યા : " હાશ ! હવે મને શાંતિ થઇ. હું ખુદાને મળવા જાઉં તે વખતે સોનું મારી મિલકત રહે ! "

આખરે બે જ પૈસા બાકી રહ્યા. રાતે દીવો સળગાવવાને તેલ નહોતું જે પાડોશીને ત્યાંથી માગી આણવું પડયુ. મરતી

વખતે હજરતનું બખ્તર દોઢ મણ જવ પેટે ઘરાણે મૂકવું પડયું હતું.

સોમવારે તાવ કંઇક હલકો પડયો. લીલું દાતણ ઘસી દાત સાફ કર્યાં. થોડી વારે સૂતા અને એમના મોંમાથી થોડા જ શબ્દો નીકળ્યા : "મને માફ કર અને મને સ્વર્ગની દુનિયા ભેગો કર ! હંમેશ માટે સ્વર્ગ ! "

માફી ! હા ... .. સ્વર્ગની દુનિયાના સાથી !

તા. ૮ જૂન ઇ. સ. ૬૩૨ ની બપોરે હિજરી સન ૧૧ રબીઉલ અવ્વલ સુ. તા. ૧૨ ને સોમવારે પ્યારા નબી હજરત મોહમ્મદ મુસ્તફા ( સ. લ. ) જન્નત નશીન થયા-વફાત પામ્યા–મૃત્યુ પામ્યા !



# ૧૯

## રહેણી કરણી

" જીવન એવું જીવો કે,
મરીને અમર બનો "

પયગમ્બર સાહેબ અરબસ્તાનના નેતા અને મક્કા મદીનાના બાદશાહ–રાજા હતા. છતાં એમનું કૌટુંબિક જીવન હેરત પમાડે એવું હતું.

સરકારી ટેક્સ, જકાત કે દાનને તે હાથે ય અડકાડતા નહિ. કોઇ મિત્રો કંઇ ભેટ મોકલે તો તે પણ જરૂર જોગી જ સ્વીકારતા. બાપદાદાનાં થોડાં ખજૂરનાં ઝાડ હતાં. એ ખજૂરનાં ખજૂર અને પાણી એ ઘણા દહાડાનો ખોરાક હતો. બબ્બે મહિના સુધી ચૂલો સળગતો નહિ. દિવસમાં બે વખત તો ભાગ્યે જ જિંદગીમાં કોઇ દહાડો ખાધું હોય પેટનો ખાડો

કોઇની નજરે ન પડે એ માટે પેટે પથ્થર બાંધી રાખતા. કોઇ વખત મહેમાન આવી ચડે તો તેને માટે ખાસ કાળજી રાખતા. તેને ખવરાવતા પીવરાવતા.

એક વખત હાતમતાઇનો પુત્ર એમને ત્યાં મહેમાન ગયેલો. એ તો હજરતની સલુકાઇ જોઇને નવાઇ પામી ગયો એ લખે છે કે,

' એમણે ( મોહમ્મદ સાહેબ સ લ. ) મારું નામ પૂછયું જ્યારે એમને મેં મારૂં નામ કહ્યું. ત્યારે મને આગ્રહ કરીને એમને ઘેર તેડી ગયા. રસ્તામાં એક અશક્ત દુબળી સ્ત્રી મળી, એ હજરતને કંઇ પૂછવા ચાહતી હતી. એ મામુલી સ્ત્રીની વાત સાંભળવા ઉભા રહ્યા મને થયું કે બાદશાહ આવા હોતા હશે ! અમે એમને ઘેર પહોંચ્યા, ત્યારે મને એક ચાકળા ઉપર બેસાડયો [ ચાકળામાં ખજૂરીનાં પાંદડા ભર્યાં હતાં ] પોતે ખુલ્લી જમીન ઉપર બેઠા મને થયું આ તે બાદશાહના ઢંગ કહેવાય ! ”

ઘર પણ કેટલું બધું સાદું રાખતા હતા ? ઘરને ન મળે ઇંટો કે બીજી કોઇ બહારની સફાઇ. અલગ અલગ નાની ઝૂંપડીઓ અને તે પણ ખજૂરીનાં પાંદડાની !

રેશમી કપડું તો કદી પહેર્યું નથી. એ કહેતા કે : “ ધર્મ શ્રદ્ધાળુએ રેશમી કપડાં કદી પહેરવાં જોઇએ નહિ. ” સફેદ જાડાં ઘેર હાથે કાતેલાં કપડાં પહેરતા. અને એ કપડાં પણ

સીવેલાં નહિ ખાલી ચાદર પેઠે સહેજ સાજ ટાંકા દીધેલા. ઉઘાડે માથે અને ઉઘાડે પગે રહેતા સુરવાલ કે લેંઘો તો કદી ય પહેર્યો નથી. કોઇક વખત ઓઢેલી ચાદર લૂંગીની પેઠે વીંટાળી લેતા ઘરમાં એક જ લોટો રાખતા અને તે પણ ત્રાંબાપિત્તળનો નહિ ખાલી માટીનો કે લાકડાનો કોતરેલો.

એક વખત હજરત પ્રવાસ કરીને દીકરી હ૦ ફાતિમાને મળવા ગયા. આંગણામાં પેઠા ને તરત જ પાછા ફર્યા, હ૦ ફાતિમાએ બારણામાં રેશમી પડદો બાંધેલો હાથે ચાંદીની બંગડીઓ સોહડાવેલી.

પિતા આવ્યા એવાજ પાછે પગલે પાછા ફરેલા જોઇ પુત્રીને ઘણું માઠું લાગ્યું. એણે પોતાના પુત્ર હસનને બૂમ મારી નાનાને બોલાવવા મોકલ્યો. હસને નાનાને બૂમ મારી. નાનાએ જવાબ દીધોઃ "બેટા! મસ્જિદમાં લોકો ભૂખ્યા બેઠા છે અને તારી મા ચાંદીની બંગડીઓ પહેરી રેશમી પડદામાં મહાલે છે. મારાથી ત્યાં કેમ અવાય?"

પુત્રે નાનાના શબ્દો હ૦ ફાતિમાને સંભળાવ્યા. પિતાની લાયક પુત્રીએ બંગડીઓ કાઢી, પેલા રેશમી પડદામાં વીંટાળી બાપ પાસે મોકલાવી દીધી.

હજરતે ખુશી થઇને એ વેચી. રોટલા મંગાવી ગરીબોને વહેંચી દીધા. પછી પુત્રી પાસે જઇ બોલ્યાઃ "બેટા! ખરેખર તું મારી બેટી છે!"

ઘરકામ–ઝાડૂ–પૂંજો વાળવો, બકરીઓ દોહવી, ઊંટને ખરેરો કરવો, એ બધું જાતે, જ કરી લેતા. પથારીમાં ગોદડી પર તો એ કદી સૂતા જ નથી. એક વખત માંદગીમાં ચટાઈ પર સૂવાથી સૉળ પડેલાં જોઇ કોઇએ કહ્યું: લાવો ગોદડી પાથરી આપું ? હજરતે જવાબ દીધો: "હું દુનિયામાં આરામ કરવા નથી પેદા થયો."

ઇરાન, રોમ ને આબિસિનિયાના રાજદૂત એમના દરબારમાં આવતા. એમનો દરબાર પણ વિચિત્ર. એ દરબારમાં સિંહાસન પાટ કે બેઠક હોય, પણ બાદશાહ કદી સિંહાસન પર બેસે ત્યારે જ ને ? સર્વ સામાન્ય લોકો જમીન પર બેઠા હોય એમની ભેગા બેસી જાય. બહારનાને ખબર ન પડે. જો કોઇ માન આપવા આઘું ખસે, ઊભું થાય તો એમને દિલગીરી થતી !



## ૨૦

## ઈસ્લામ ધર્મ શું છે?

" છે એક અલ્લાહ, વિણ બીજો
અલ્લાહ નથી એ માનવું. "

આજે ત્યારે ઇસ્લામ ધર્મ પાળનારની સંખ્યા ત્રીસ કરોડ ઉપરાંતની છે. એમાં મુખ્ય બાબતો પાંચ છે.

(૧) ખુદા-અલ્લાહ એક છે. તે સ્વયંભૂ સર્વશક્તિમાન છે. દુનિયાની રચના કરનારો તે એકલો જ છે. તેનો (મદદગાર) બીજો કોઇ સોબતી નથી.

(૨) એણે જગતમાં પેગમ્બરો મોકલ્યા છે. તે પૈકી હજરત મોહમ્મદ સાહેબ (સ. લ.) સર્વશ્રેષ્ઠ છે.

(૩) પેગમ્બરો અલ્લાહના સંદેશા-વહી પહોંચાડનાર ફિરસ્તા છે.

(૪) એમની મારફતે અલ્લાહનાં ફરમાનો કિતાબરૂપે મોકલ-

વામાં આવ્યાં છે. પવિત્ર 'કુરાન' તેમાંની એક કિતાબ છે. એમાં ૧૧૨ સૂરા ( અધ્યાય ) છે.

(૫) અંતે એક દિવસે આ દુનિયા પ્રલય થશે. તે વખતે દરેક મડદાં જીવતાં થઇ કબરોમાંથી બેઠાં થશે. અલ્લાહ સર્વનો ન્યાય કરી દરેકને તેનાં પોતાનાં કર્યાં કર્મોનો યોગ્ય બદલો આપશે.

ઇસ્લામ ધર્મ બે બાબતો ઉપર ભારે ભાર મૂકે છે.

(૧) ' તૌહીદ ' ખુદા—અલ્લાહ એક છે એમાં વિશ્વાસ રાખવો. મૂર્તિપૂજા ન કરવી, અનેક દેવ ન માનવા.

(૨) નેક—પવિત્ર કામો કરવાં.

જેણે આવી સુંદર સૃષ્ટિ રચી છે, તેનો ઉપકાર માનવા માટે ઇસ્લામ ધર્મે નીચેની પાંચ ફરજો બતાવી છે.

(૧) કલમા : " અલ્લાહ એક જ છે, તથા તેના પેગમ્બર હજરત મોહમ્મદ ( સ. લ. ) સાહેબ છે " એમ પઢવું.

(૨) નમાજ: દિવસમાં પાંચ વખત અલ્લાહની બંદગી કરવી.

(૩) રોજા : દર વરસે આખા રમજાન માસમાં ઉપવાસ કરવો.

(૪) જકાત : દોલત હોય તેમાંથી સેંકડે અઢી રૂપિયા દાન કરવું.

(૫) હજ : ધન અને શક્તિ હોય, તો મક્કા શરીફ જઇને કાબા સમક્ષ બંદગી કરવી.

આ ઉપરાંત અલ્લાહની પ્રીતી મેળવવા માટે અસત્યનો તથા ચોરીનો ત્યાગ કરવો, પત્ની, અનાથ, વિધવા, રોગી, અશક્ત માણસો તથા પ્રાણીઓ ઉપર દયા રાખવી. પાડોશી-ઓને મદદ કરવી, ગુલામો ઉપર જુલમ ન કરવો, કેફી-માદક વસ્તુઓ વાપરવી નહિ. આવા બોધથી દિનપ્રતિદિન મુસલમાનોની સંખ્યામાં વધારો થયે જાય છે.

ઇસ્લામમાં 'એકતા' મુખ્ય સુત્ર છે. બધા માણસો એક જ કોમનાં-જાતનાં છે. પછી ભલે તે રાજા કે રંક હોય, ગરીબ કે તવંગર હોય, શેઠ કે ગુલામ હોય, કાળાં, કે ધોળાં હોય! કોઇ કોઇથી મોટાં નથી, કે કોઇ કોઇથી નાનાં નથી.

આ વાત વારંવાર હજરતે જાહેર કરી છેઃ "તમારામાંથી મોટાં તે છે કે જે સર્વથી વધારે પવિત્ર અને પરહેજગાર હોય."

દુનિયાના બધા ધર્મો સાચા છે-બધા ધર્મો એક છે. દરેક જમાનામાં અલ્લાહે જુદા જુદા પેગમ્બરો મોકલ્યા છે. એ પેગમ્બરોએ સમય અને સંજોગો પ્રમાણે ખુદાની બંદગી કરવાની જુદી જુદી રસમો બતાવી છે.

આખી દુનિયામાં મુસલમાનોનું પવિત્ર ધામ મક્કા-શરીફ અરબસ્તાનમાં આવ્યું છે, દુનિયા ભરના અસંખ્ય મુસલમાનો ત્યાં હજ-યાત્રા કરવા જાય છે, નગરની મધ્યમાં સાત મિનારાવાળી હરમની મસ્જિદ છે ત્યાં વારંવાર "લબ્બેયક, અલ્લાહુમ, લબ્બેયક," "હું અહીં છું-ઓ ખુદા! હું અહીં છું," એવી બંદગી વારંવાર સંભળાય છે.





મુસલમાનોના બાર મહિના આ છે.

(૧) મોહર્રમ, (૨) સફર, (૩) રબીઉલ અવ્વલ, (૪) રબીઉલ આખ્ખર, (૫) જમાદીઉલ અવ્વલ, (૬) જમાદીઉલ આખર, (૭) રજબ, (૮) સાબાન, (૯) રમઝાન, (૧૦) શવ્વાલ, (૧૧) ઝીલકદ, (૧૨) ઝીલહજ. બે મોટી ઇદો આવે છે. ઇદુલફિત્ર અને ઇદુલઝોહાં. ઇદ એ ખુશાલીનો દિવસ ગણાય છે. લોકો ઇદને દિવસે વહેલા ઊઠી કુરાને શરીફ પઢે છે, પછી ઇદગાહમાં જઇ નમાજ પઢી સારું સારૂ ખાવાનું ખાય છે, સગાં વહાલાને મળે છે. બાળકોને મોટાં-વડીલો તરફથી ઇદી મળે છે-પૈસા મળે છે.

મુસલમાનો એક બીજાને મળે છે ત્યારે, 'સલામો અલયકુમ' કહી હાથ લંબાવે છે; જેને એ પ્રમાણે કહ્યું હોય તે 'વઅલયકુમ સલામ' કહી હાથ મેળવી સામાની સલામ ઝીલે છે.

આવી રીતે મુસલમાનો એકમેકને મળી ભાઇચારો-પ્રેમ દર્શાવે છે.

આ બધી શિખામણ અને બોધ પ્યારા નબી હજરત મોહમ્મદ (સ. લ.) નો અને કુરાને શરીફનો હોઇ પ્રત્યેક મુસલમાનો; એ પ્રેમથી ઝીલે છે-માને છે-આવકારે છે.



## ૨૧.

### જીવન સુવાસ

"જીવનની ફોરમ ફોરે જગે જો!"

એક માણસે પૂછ્યું: "ઓ પેગમ્બર! ઇસ્લામીની સાચી નિશાની કઇ?"

જવાબ દીધો: "ભૂખ્યાંને ભોજન આપો, અને ઓળખતા હો, ન ઓળખતા હો, એ દરેકને સલામ કરો."

[અરબ લોકો સલામનો અર્થ બીજાની સલામતી અર્થાત એનું ભલું ચાહવું એવો કરે છે.]

× × ×

કોઇએ હજરતને પૂછ્યું: "મોમીન–ઇમાનવાળો કોને કહેવાય?"

જવાબ દીધો: "જે પડોશીને ખવરાવી, પછી ખાય છે તે."

એક વખત ચકલીનાં બે બચ્ચાં ઊડતાં હતાં. એક જણે બચ્ચાંને પકડી લીધાં. ચકલી ચીં ચીં કરી ચિત્કાર કર્યા કરતી હતી. હજરતે એને જોઇ પાસે બેઠેલાને પૂછ્યું: "આ ચકલી કેમ બરાડા પાડે છે?"

"આણે એનાં બચ્ચાં પકડી લીધાં છે માટે." "છોડી દો એ બચ્ચાંને."

ચકલી નાચતી કૂદતી બચ્ચાંને લઇ ઊડી ગઇ. કેવા પરમ દયાળુ!

એક વખત એક જણે ઇંડું લાવીને હજરતને ભેટ ધર્યું. ઇંડું જોઇ હજરત બોલ્યા: અરરર! આ શું કર્યું? તમે આ ઇંડું ક્યાથી ઊઠાવી લાવ્યા?

"એક ઝાડ નીચેથી મળ્યું."

"ત્યાં એની મા નહોતી?"

"મા અને બાપ બંને હતાં."

"તમે ઇંડું લીધું ત્યારે એમણે કાંઇ ન કર્યું?"

"ન કેમ કરે? ચિત્કાર ઉપર ચિત્કાર પાડયા. ઇંડું મારા હાથમાંથી ઝૂંટવી લેવા ખૂબ ઝડપો પણ નાંખી."

ઈંડું જોઇને એ હસતાં હતાં, કે રડતાં હતાં ? "

" હસે તે શું ? ગાંડાંની પેઠે ઘૂમતાં હતાં. "

" તારે કંઇ બાળબચ્ચાં છે કે ? " હજરતે પૂછ્યું.

" જી, હા ત્રણ છે. "

" એમને કોઇ પકડી જાય તો તને કંઇ થાય કે ? "

" કેમ ન થાય ? મારો તો જીવ જતો રહે. "

" અને કોઇ તારાં છોકરાંને બચાવીને તારે ઘેર મૂકી જાય, તો તને શું થાય ? "

" આનંદનો પાર ન રહે. "

" ત્યારે તું આ ઈંડું પાછું મૂકી આવે તો ? "

" પક્ષીઓ નાચી ઊઠે, ખુદાનો પાડ માને. "

પેલો ઈંડું પાછું મૂકી આવ્યો.

ખરેખર ! ઈંડું મળતાં પક્ષીઓ ખુશી થયાં, તેઓ નાચ્યાં કૂદયાં. વાહ ! દયાળુ પેગમ્બર સાહેબ ! "

× × ×

ઈદની ખુશાલીનો દહાડો હતો. લોકો આનંદમાં મસ્ગુલ હતા. એક છોકરો ઊભો ઊભો રડયા કરતો હતો. હજરતે એનો હાથ પકડી પૂછ્યું: " બેટા કેમ રડે છે ? "

છોકરે કહ્યું : આ બધાં છોકરાં એમનાં સગાંવહાલાંની આંગળીઓ પકડીને ઇદગાહમાં જાય છે મારે કોઇ સગુંવહાલું નથી. નથી બાપ કે કાકા. હું કોની આંગળી ઝાલીને જાઉં ?

હજરત : ચાલ બેટા. મારી આંગળી પકડી લે. હું તારો બાપ થાઉં છું.

કેવા અજબ બાળપ્રેમી !

× × ×

એક વખતે એક યહૂદીની (ઠાઠડી) જનાજો જતો હતો. હજરત એકદમ ઉભા થઇ ગયા. એ જોઇને એક જણે કહ્યું : અરે ! એ તો યહૂદીનો જનાજો છે. ”

હજરત તરત બોલી ઉઠયા : “શું યહૂદીને જીવ નથી ? [ યહૂદીઓ મુસલમાનોના કટ્ટર વિરોધી હતા છતાં દુશ્મનના મડદાની પણ એઓ ઇજ્જત કરતા હતા. ” ]

× × ×

એક નવયુવક હજરત પાસે ગયો ને પૂછયું મારે સૈનિક તરીકે દાખલ થઇ લડાઇમાં જવું છે.

હજરતે સવાલ કર્યો : તારી મા જીવે છે ?

“ હા. ”

“ એનું પાલણ પોષણ કરનાર કોઇ છે ? ”

“ ના. ”

“ ત્યારે, ઘેર જા, તારી માની સેવા કર. એના પગનીચે ખરેખર જન્નત–સ્વર્ગ સમાયેલું છે. ”

કેવો સુંદર માતૃભકિતનો અજબ ઉપદેશ !

× × ×

કોઈએ પૂછ્યું : "સ્વર્ગ–જન્નત કોને મળે ?" જવાબ મળ્યો : (૧) સાચું બોલે, (૨) જે વાયદો કર્યો હોય તે વાયદો પૂરો કરે. (૩) અનામત સાચવી તે પૂરેપૂરી પાછી સોંપી દે. (૪) બદચાલથી બચે. (૫) આંખ હંમેશાં નીચી રાખે. (૬) કોઈની ઉપર જબરજસ્તી કે જુલમ ન કરે.

× × ×

એક વખત એક દાસી લાકડાનો ભારો માથે મૂકીને રડતી રડતી ચાલતી હતી. હજરતે એને રડવાનું કારણ પૂછયું દાસી બોલી : "હું માંદી છું, લાકડાનો ભારો લાવતાં મોડું થયું છે, મારો યહૂદી શેઠ મને મારશે, મારામાં એક ડગલું ભરવાની યે હિંમત નથી."

હજરતે કહ્યું : ઓહો ! એમાં ગભરાય છે શાની ? લાવ તારો ભારો હું ઉપાડી લઉં." ખરેખર ભારો ઉપાડી, શેઠ યહૂદીના ઘર સુધી આઈને મૂકી આવ્યા. આ તે આદમી કે પેગંબર ?"

× × ×

હજરત ગરીબોને દાન આપવામાં પાછી પાની કરતા નહિ. એ આપવા બેસતા ત્યારે જરાય બાકી રાખતા નહિ. આપવાનું કામ પુરૂં થાય ત્યારે ચાદર ખંખેરીને ઉભા થઈ જતા. એમને મોંએથી 'નકાર–ના' તો કદીય બોલ્યા જ નથી, જો માગનારે માગેલી વસ્તુ–ચીજ પોતાની પાસે ન હોય તો વાયદો કરતા, અને વાયદા પ્રમાણે માગનારે માગેલી ચીજ

પહોંચાડી દેતા. એ કહેતા ખુદા-માલિક આપે છે. હું તો એનો ખજાનચી છું.

× × ×

પેગમ્બર સાહેબ પોતાની પુત્રી હ૦ ફાતિમા ઝોહરાને ખૂબ ચાહતા, જ્યારે તે મળવા આવે ત્યારે એમના માનમાં ઉભા થઈ કપાળે ચુંબન દેતા. આટલું બધું હેત છતાં, દિકરીની ગરીબી જોઈ ઝાઝી સુખ સાહ્યબી આપતા નહિ.

એ પોતે હાથે દળતાં, પોતે જ પાણી ભરતાં લોટ દળી દળી ને હાથમાં છોડા ઉખડતાં એક દહાડો કામના થાકથી, પિતાને કહેવા પેગમ્બર સાહેબ પાસે ગયાં પણ શરમને લીધે કંઈ બોલી શક્યાં નહિ. હજરત અલી ત્યાં બેઠા હતા. એમણે એકાદ દાસી–ચાકરડી આપવા હજરતને ભલામણ કરી: "લડાઈમાંથી આવેલી એકાદ દાસી એમને આપો."

હજરતે જવાબ દીધો : " સુફ્ફાના લોકો માટે મેં કંઈ કર્યું નથી. એ લોકોની કંઈ સેવા-ચાકરીનો બંદોબસ્ત કર્યા વગર હું બીજા કશા તરફ ધ્યાન આપીશ નહિ. એમણે વહાલી પુત્રી કરતાં પણ લોકસેવા પહેલી ગણી.

× × ×

એક વખતે એક પરોણો હજરતને ત્યાં આવ્યો. એણે તો જેટલું રાંધેલું હતું તેટલું બધુંયે સફાચટ કરી નાખ્યું. ઘરનાં બધાં પાણી પીને ભૂખ્યે પેટેસૂઈ ગયાં.

પરોણે ખૂબ ખાધેલું હોવાથી અકળાતો. ડચકારીઓ ખાતો મસ્જિદમાં જઈને સૂતો. પણ એને ઊંઘ શેની આવે ? રાત્રે એને ઊલટી થઈ ત્યારે શાંતિ વળી. બધી મસ્જિદ ગંદી ગંદી કરી મૂકી.

સવારે હજરત એની ખબર લેવા આવ્યા ત્યારે એ તો નાસી ગયો હતો. એણે બગાડેલી જગ્યા પોતે જાતે સાફ કરી નાખી. બીજાઓએ કહ્યું: "રહેવા દો અમે સાફ કરી નાખીશું."

હજરતે જવાબ દીધો: "મહેમાન મારો છે. એની ચાકરી કરવી એ મારી ફરજ છે."

જગા સાફ કર્યા પછી પેલાની ગંદી ચાદર ધોઈને એને એનું કપડું પાછું આપવા તેની પાછળ દોડયા.

હંમેશ આવા મહેમાન તો અવાર નવાર આવ્યા જ કરતા, ને હજરતના કુટુંબને ભૂખ્યે પેટે સુવાડી ચાલ્યા જતા.

× × ×

એક વખતે મુસાફરીમાં ખાવાનું તૈયાર નહોતું. બધા સાથીઓએ રાંધવાનું કામ માથે લીધેલું. કામની વહેંચણી થઈ. કોઈ વાસણ અજવાળે, કોઈ જગા સાફ કરે. પેગમ્બર સાહેબને માથે જંગલમાંથી લાકડાં લાવવાનું કામ હતું. એ લાકડાં લેવા જવા હતા, એમને અટકાવી એક જણે કહ્યું: "રહેવા દો. અમે એ કામ કરી લઈશું." પેગમ્બર સાહેબે જવાબ દીધો: "એ શું બોલ્યા ? હું મને પોતાને તમારા

કરતાં મોટો કહેવડાવવા માગતો નથી. ખુદા, એ બંદાને પસંદ કરતો નથી કે જે પોતાના સાથીઓ કરતાં મોટો બનવા માગે છે.”

× × ×

ખુબાબ નામે એક લડવૈયો હતો. એને ઘેર બીજો કોઈ પુરુષ નહોતો. એની સ્ત્રીને દૂધ દોહતાં આવડતું નહિ. જેથી જ્યારે જ્યારે ખુબાબ લડાઈમાં જતો, ત્યારે ત્યારે પેગમ્બર સાહેબ પોતે જાતે જઈને દૂધ દોહી આપતા હતા.

× × ×

પેગમ્બર સાહેબ એક ઝાડ નીચે સૂતા હતા. તેવામાં એકાએક એક જણે તલવાર ઉગામી કહ્યું: “મોહમ્મદ (સ. લ.)! હવે તમને કોણ બચાવી શકે એમ છે?”

જવાબ દીધો: “ખુદા.”

આવો દૃઢ નિશ્ચય અને ભરોસો જોઈ પેલો માણસ તો ગભરાતો ગભરાતો પાછો નાસી ગયો.

× × ×

એક વખતે એમણે એક ઊંટ જોયો. ભૂખ્યો ડાંસ મરવા પડેલો. હજરત એના માલિક પાસે દોડી ગયા ને કહ્યું: “મૂગાં પ્રાણીઓ ઉપર દયા રાખો. એમને ખાવાનું આપો— ખુદાથી ડરો.”

× × ×

માંદા માણસને જોવા જવાના કામને એ બહુ જ સારુ ગણતા. પછી ભલેને તે દુશ્મન કે ગમે તેવા હોય.

એક હબશી મસ્જિદમાં પૂજા વાળતો હતો. એ મરી ગયો. લોકોએ એને હલકો જાણી પેગમ્બર સાહેબને એના મરણની વાત કરી નહિ.

જ્યારે એમને ખબર પડી ત્યારે, એ નારાજ થયા ને કબરસ્તાનમા જઈ કબર શોધી કાઢી નમાજ પઢી આવ્યા ખુદાના દરબારમાં સૌ સરખા છે એમ એમણે વારવાર સાબિત કરી બતાવ્યું હતુ.

× × ×

હલીમા બરીસદ જાતિની હતી. એણે હજરતને દૂધ પાઈ મોટા કર્યા હતા. બાદશાહ બન્યા પછી એક વખત એ પેગમ્બર સાહેબને મળવા આવ્યાં. હલીમાને જોતાં જ એ ઊઠીને ઊભા થઈ ગયા, અને બેસવા માટે ચટાઈ શોધવા લાગ્યા. પણ ચટાઈ જલદીથી ન મળી. એટલે માથેથી ફેંટો ઉતારીને પાથરી તે ઉપર બેસાડી બોલ્યાઃ "મા! શું કામ પડયું?"

હરજતનો વિવેક જોઇ હલીમા તો ગાંડી ઘેલી થઇ ગઇ.

× × ×

ઇરાનના બાદશાહે પેગમ્બર સાહેબ પાસે ચિઠ્ઠી લખીને એક હકીમ વૈદ્યને મોકલ્યો. વૈદ્ય તો એક વરસ સુધી અરબ-

સ્તાનમાં રહ્યો. પરંતુ, એને એક પણ દરદી–માંદો માણસ મળ્યો નહિ. આથી એ તો થાકીને હજરત પાસે ફરિયાદ કરવા ગયો.

" બાદશાહ ! મને તો ઇરાનના શાહે આપના સેવકોની– અનુયાયીઓની દવા કરવા મોકલ્યો છે. વર્ષ વહી ગયું, પણ એકેય દરદી કેમ આવતો નથી ? "

પેગમ્બર સાહેબે હસીને કહ્યું: " એમાં હું શું કરું ? અહીં લોકોનો એવો નિયમ છે કે– બરાબર ભૂખ ન લાગે ત્યાં સુધી કંઇ જ ખાવું નહિ. અને ખાવા બેસે ત્યારે, થોડી ભૂખ બાકી રહે એટલે ભોજન ઉપરથી હાથ ઉઠાવી લેવો– વધારે ખાવું નહિ.

વૈદ્ય–હકીમ બોલ્યો : " બરાબર છે એથી જ લોકો સાજા તાજા છે. "

ભૂખ લાગે એટલું ખાવું. ભોજન સ્વાદ માટે– ખા ખા કરવા–માટે નથી, પરંતુ, પેટની ભૂખ ભાગવા માટે છે.



# ૨૨

## થોડી વધુ વિગતો

" જ્ઞાન સાગર અગાધ ઊંડો
પામે શું પાર ? માનવ અલ્પ અધૂરો "

" બિસ્મિલ્લા-હિરહમા-નિરહીમ " એટલે કૃપાળુ દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.) આ ઇસ્લામનો જાપ છે. ખુદાવંદ કરીમે એક લાખ ૨૪ હજાર પેગમ્બરો મોકલ્યા. અને તેમની મારફતે ૧૨૪ પૃષ્ઠ અને પુસ્તકો મોકલ્યાં. તેમાના મુખ્ય ગ્રંથો ચાર : ઝબૂર, તૌરાત, ઇન્જીલ, અને કુરાનેશરીફ.

આ સઘળા ગ્રંથોનો સાર કુરાને શરીફના પહેલા પ્રકરણમાં (સૂરામાં) સૂરતુલ ફાતેહાના પહેલા વાક્ય બિસ્મિલ્લા હિરહમા-નિરહીમ એટલે કૃપાળુ ખુદાના નામથી 'માં કર્યો

છે આવી રીતે ખુદા પાકે આ જાપને—આયાતને—મૂળઝીક—અને તાજરૂપે કલામે શરીફ ઉપર મૂકી છે. આ જાપમાં ખુદાનાં નામો પૈકી ત્રણ નામ આવી જાય છે.

( ૧ ) ખુદાનાં નામ = અલ્લાહ
( ૨ ) અર-રહેમાન = દયાળુ, દયાનિધિ
( ૩ ) અર–રહીમો = કૃપાળુ, કૃપાનિધિ
( ૪ ) અલ–મલેકો = શહેનશાહ
( ૫ ) અલ કુદ્દુસો = પરમ પવિત્ર
( ૬ ) અસ્ સલામો = પરમ શાન્તિ
( ૭ ) અલ મોઅ્મીનો = ઇમાનદાર
( ૮ ) અલ મોહ્યમિનો = રક્ષણકર્તા
( ૯ ) અલ અઝીઝો = સર્વોત્તમ
( ૧૦ ) અલ જબ્બારો = ત્રાસ વર્તાવનાર
( ૧૧ ) અલ મોત કબ્બિરો = સૌથી મહાન
( ૧૨ ) અલ ખાલિકો } = સર્જન હાર
( ૧૩ ) અલ બારીઓ }
( ૧૪ ) અલ મોસ વ્વેરો = કલાનિધિ
( ૧૫ ) અલ ગ ફ્ફારો = માફી બક્ષનાર
( ૧૬ ) અલ ક હ્હારો = કેર વર્તાવનાર, સજા કરનાર
( ૧૭ ) અલ વહ્હાબો = ઉદાર, દાતા
( ૧૮ ) અર્ રઝ્ઝાકો = પાલનહાર, રોજી આપનાર
( ૧૯ ) અલ ફત્તાહો = ઉઘાડનાર

( ૨૦ ) અલ અલીમો = સર્વજ્ઞ
( ૨૧ ) અલ કાબિદો = કબજે રાખનાર
( ૨૨ ) અલ બાસિતો = ફેલાવનાર
( ૨૩ ) અલ ખાફિદો = ડરાવનાર
( ૨૪ ) અર્ રાફિઓ = ઉંચા આદર્શે લઈ જનાર
( ૨૫ ) અલ મોઈઝઝો = આબરૂ દેનાર
( ૨૬ ) અલ મોઝિલ્લો = ગેર આબરૂ કરનાર
( ૨૭ ) અસ્ સમીઓ = સાંભળનાર
( ૨૮ ) અલ બસીરો = જોનાર, દૃષ્ટા
( ૨૯ ) અલ હકમો, અલ હાકિમો = હાકેમ, હુકમ કરનાર
( ૩૦ ) અલ અદ્લો, અલ અદિલો = ઈન્સાફ કરનાર
( ૩૧ ) અલ લતફો = માયાળુ
( ૩૨ ) અલ ખબીરો = ખબર રાખનાર
( ૩૩ ) અલ હલીમો = માયાળુ
( ૩૪ ) અલ અઝીમો = સૌથી મહાન
( ૩૫ ) અલ ગફૂરો = માફી બક્ષનાર
( ૩૬ ) અશ્ શકૂરો = ઉપકાર માનવા લાયક
( ૩૭ ) અલ અલીય્યો = ઊંચે પદે લઈ જનાર
( ૩૮ ) અલ કબીરો = સૌથી મહાન
( ૩૯ ) અલ હફીઝો, અલ હાફિઝો = સંરક્ષણ કરનાર

( ૪૦ ) અલ મોકીતો = શક્તિ આપનાર
( ૪૧ ) અલ હસીબો = હિસાબ લેનાર
( ૪૨ ) અલ જલીલો = ભવ્ય
( ૪૩ ) અલ કરીમો = ઉદાર, સખી
( ૪૪ ) અર્ રકીબો = સાંભળનાર
( ૪૫ ) અલ મો જીબો = જવાબ આપનાર, બંદગી કબૂલ કરનાર
( ૪૬ ) અલ વાસેઓ = પોતાનામાં સૌને સમાવનાર
( ૪૭ ) અલ હકીમો = હિકમતવાળો, શાણો
( ૪૮ ) અલ વદૂદો = સૌને ચાહનાર
( ૪૯ ) અલ મજીદો = પરમ પવિત્ર કીર્તિવંત
( ૫૦ ) અલ બાએસો = સર્વ કારણરૂપ
( ૫૧ ) અશ શહીદો = શાહેદ, સાક્ષી
( ૫૨ ) અલ હક્કો = સત્ય
( ૫૩ ) અલ વકીલો = વકીલ, એલચી, હિમાયતી
( ૫૪ ) અલ કવીય્યો = શકિતવાળો
( ૫૫ ) અલ મતીનો = અચળ, મક્કમ
( ૫૬ ) અલ વલીય્યો = મુરબ્બી, મિત્રો
( ૫૭ ) અલ હમીદો = વખાણ કરવા લાયક
( ૫૮ ) અલ મોહસીઓ = હિસાબ કરનાર
( ૫૯ ) અલ મુબદિઓ = આદિ, શરૂઆત
( ૬૦ ) અલ મોઇદો = મૂળ સ્થિતિમા ફરી લાવનાર ( કયામતને દિવસે ) ફરી જીવન આપનાર

( ૮૩ ) અલ અફુવ્વો = માફ કરનાર

( ૮૪ ) અર્ રઊફો = મહેરબાન-માયાળુ

( ૮૫ ) માલેકુ'લ મુલ્કો = ચક્રવર્તી, સાર્વભૌમ મહારાજા

( ૮૬ ) ઝુલ જલાલે વ'લઇક્રામે = ભવ્યતા અને ઔદાર્યતાના અધિષ્ઠાતા

( ૮૭ ) અર્ રબ્બો = માલિક

( ૮૮ ) અલ મુકસેતો = ન્યાયી

( ૮૯ ) અલ જામેઓ = ટોળે કરનાર

( ૯૦ ) અલ ગનીય્યો
( ૯૧ ) અલ મુગની } = દાતા

( ૯૨ ) અલ મોઅ્તી = પરવાનગી આપનાર

( ૬૧ ) અલ મોહય્યો = જીવન આપનાર
( ૬૨ ) અલ મોમીતો = મરણ આપનાર
( ૬૩ ) અલ હય્યો = અમર, અવિનાશી
( ૬૪ ) અલ કય્યુમો = કાયમ રહેનાર
( ૬૫ ) અલ વાજેદો = શોધી કાઢનાર
( ૬૬ ) અલ માજેદો = કીર્તિવાળો
( ૬૭ ) અલ વાહેદો, અલ અહદો = એક
( ૬૮ ) અસ્ સમદો = અનાદિ-અનંત
( ૬૯ ) અલ કાદેરો, ( ૭૦ ) અલ મુક્તદેરો = સર્વશક્તિમાન
( ૭૧ ) અલ મોકદ્દેમો = અગ્રેસર
( ૭૨ ) અલ મોઅખ્ખરો = સૌથી પાછળ રહેનાર
( ૭૩ ) અલ અવ્વલો = આદિ-શરૂઆત
( ૭૪ ) અલ આખેરો = અંત-છેવટ
( ૭૫ ) અઝ ઝાહેરો = બાહેરમાં હોય તે
( ૭૬ ) અલ બાતેનો = ગુપ્ત
( ૭૭ ) અલ વાલીઓ = હાકેમ
( ૭૮ ) અલ મોત આલી = અતિ ઉચ્ચ
( ૭૯ ) અલ બર્રો = ન્યાયી, પવિત્ર
( ૮૦ ) અત્ તવ્વાબો = તૌબા, પશ્ચાત્તાપ કબૂલ કરનાર
( ૮૧ ) અલ મુન્ઐમો = ભલું કરનાર
( ૮૨ ) અલ મુન્તકેમો = વેર લેનાર, સજા દેનાર

( ૮૩ ) અલ અફુવ્વો = માફ કરનાર

( ૮૪ ) અર્ રઊફો = મહેરબાન–માયાળુ

( ૮૫ ) માલેકુ'લ મુલ્કે = ચક્રવર્તી, સાર્વભૌમ મહારાજા

( ૮૬ ) ઝુલ જલાલે વ'લઇક્રામે = ભવ્યતા અને ઔદાર્યતાના અધિષ્ઠાતા

( ૮૭ ) અર્ રબ્બો = માલિક

( ૮૮ ) અલ મુકસેતો = ન્યાયી

( ૮૯ ) અલ જામેઓ = ટોળે કરનાર

( ૯૦ ) અલ ગનીય્યો
( ૯૧ ) અલ મુગની } = દાતા

( ૯૨ ) અલ મોઅ્તી = પરવાનગી આપનાર

( ૯૩ ) અલ માનેઓ = મના કરનાર

( ૯૪ ) અદ્ દ્વાર્રો = દુ:ખ આપનાર

( ૯૫ ) અન્ નાફેઓ = નફો આપનાર

( ૯૬ ) અન્ નૂરો = જ્યોતિ

( ૯૭ ) અલ હાદીઓ = ખરો માર્ગ બતાવનાર

( ૯૮ ) અલ બદીઓ = જેની સરખામણી ન થઈ શકે એવો

( ૯૯ ) અલ બાકીઓ = છેવટે બાકી રહેનાર

(૧૦૦) અલ વારેસો = સૌનો વારસ

(૧૦૧) અલ રશીદો = રસ્તો દેખાડનાર

(૧૦૨) અસ્ સબૂરો = ધૈર્યવાન

**ધર્મની માન્યતાઓઃ—**

હિન્દુ અને મુસલમાન ધર્મ માનનારાઓની માન્યતામાં સાધારણ તફાવત એ છે કેઃ—

હિન્દુઓ માને છે કે : મરણ પછી પ્રભુ હરેક પ્રાણીનો તરત જ ન્યાય કરશે. જેણે સારાં કામ કર્યાં હશે તેને મુક્તિ મળશે; અને પાપીઓને પુનર્જન્મ-ફરીથી જન્મ લઇ ચોરાસી લાખ જાતિમાં પાપ ધોવા શિક્ષા ભોગવવી પડશે.

જ્યારે મુસલમાનો માને છે કે: મરણ પછી એક જમાનો એવો આવશે કે, પૃથ્વીનો નાશ થશે. તે વખતે પ્રત્યેક મૂએલાંને ખુદા બેઠાં કરશે-જગાડશે. પછી સારાં કામ કરનારને જન્નત-સ્વર્ગમાં દાખલ કરશે, અને પાપીઓને નર્કમાં નાખી પાપની ભારે શિક્ષા આપશે.

આ દિવસને ક્યામતનો દિવસ કહે છે.



## ૨૩

'કુરાને શરીફ'માંથી

"અપાર દીપ કિરણો
હજ્જ-જ્યોતિ ધરે છે."

સત્યને અસત્યમાં ભેળવશો નહિ, સત્યને છૂપાવશો નહિ.

અલ્લાહ બધી દિશાઓમાં છે. માટે જે દિશામાં મોં ફેરવશો તે દિશામાં એ છે જ.

× × ×

નિરાશ થશો ના, દુઃખી થશો ના, જ્યારે તમારું સત્ય જાહેર થશે, ત્યારે નક્કી તમારો જય જયકાર થશે.

सत्य मेव जयते ।

× × ×

બીજાનું ભલું કરો, ખુદા તમારું ભલું કરશે.

× × ×

તમારી પ્રતિજ્ઞાનું પાલન કરો. સત્ય અને પુણ્યનાં પવિત્ર કામોમાં બીજાને મદદ કરો, પરંતુ પાપનાં-અપવિત્ર કામોમાં બીજાને સાથ આપશો નહિ.

× × ×

જે ઉચિત-સારા-ઉચ્ચ વિચારો કરે છે. ખુદા તેને સારા વિચારો સુઝાડે છે. જે દુનિયામાં ગોટાળાભર્યા-કુવિચારો કરે છે ખુદા તેને અંધારામાં રાખે છે.

× × ×

ક્ષમાશીલ બનો, સારાં કામ કરવાનો ઉપદેશ કરો. જે ભણવા ગણવાનું શીખતાં નથી. તેમની પાસે જઇને તેમનું અંધારું-અજ્ઞાન દૂર કરો.

× × ×

જે સોનું, રુપું સંઘરે છે, ને ખુદાના માર્ગમાં-ગરીબો માટે ખર્ચતાં નથી, તેમને પૈસા વાપરવાનો સિધો ને સરળ રસ્તો બતાવો.

કારણ તેવાં માણસો....પાસે હોવા છતાં ખુદાથી દૂર રહે છે.

× ×

અલ્લાહથી ડરો, અને સાધુસંત-ફકીરનો સંગ કરો.

× × ×

ખુદા દરેક માણસો ઉપર સ્નેહ અને દયાભાવ રાખનારો છે.

× × ×

ઘર ધણીની–માલિકની રજા વગર બીજાના ઘરમાં પગ ન મૂકો.

× × ×

નમાજ પઢો, કારણ નમાજ પાપ અન્યાયનાં કામોથી માણસોને ઉગારી લે છે–દૂર રાખે છે. માટે તમે 'નમાજ પઢો' ખુદા તમારું ભલું કરશે.

× × ×

તમારા ખુદાના મહિમાનાં ગુણગાન ગાઓ. તમારાં કપડાંલત્તાં પહેરેલાં રાખો; અને નઠારાં કામોને કાઢી નાખો–ફેંકી દો.

× × ×

જેઓ જોરજુલમથી યતીમોનો–ગરીબોનો માલ ખાઈ જાય છે, તેઓ પોતાના પેટમાં અંગારા ભરે છે.

× × ×

બેશક અલ્લાહ લોકો પર સહેજ પણ જુલમ કરતો નથી, પણ, માણસો ( પંડે ) પોતાના જીવ પર જુલમ ગુજારે છે.

× × ×

તમે જે કંઇ સંતાડો છો, તથા જે કાંઇ જાહેર કરો છો તેનાથી અલ્લાહ વાકેફ છે.

× × ×

અને લોકો તરફ તારા ગાલ (અભિમાનથી) ફુલાવ નહિ. પૃથ્વી પર અકડીને ચાલ. નિઃસંશય અલ્લાહ કોઇ પણ ઍંટબાજ અને શેખીખોરની દોસ્તી નથી રાખતો.



# શ્રી સયાજી બાલજ્ઞાનમાળા



## ઐતિહાસિક જીવનચરિત્રો